# સતી-રાજેમતી



પ્રકાશક :
જીવનલાલ છગનલાલ સંઘવી.

॥ वंदे वीरम् ॥

શ્રીમજ્જૈનાચાર્ય પૂજ્ય શ્રી જવાહિરલાલજી
મહારાજના વ્યાખ્યાનોમાંથી

# સતી-રાજેમતી




અનુવાદક અને પ્રકાશક :

જીવનલાલ છગનલાલ સંઘવી

વ્યવસ્થાપક : સ્થા. જૈન કાર્યાલય

પંચભાઈની પોળ, અમદાવાદ



આવૃત્તિ ૧ લી　　પ્રત ૧૨૦૦

ઈ. સ. ૧૯૪૫　　સંવત્ ૨૦૦૨


કિંમત : એક રૂપિયો


મુદ્રક : શાહ મણીલાલ છગનલાલ : : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ
પ્રેસ, ઘીકાંટા રોડ : અમદાવાદ

# અર્પણ

શ્રીમાન્ શેઠ જગજીવનદાસ હીરાચંદ શાહ

( ચોટીલા નિવાસી )

—અમદાવાદ

જેઓ

પૂજ્યશ્રી જવાહરલાલજી મ. સા. ના વ્યાખ્યાનો પ્રતિ ખૂબ આદરભાવ ધરાવતા; જેઓ સ્થા. જૈન ધર્મની પ્રગતિના દરેક કાર્યમાં તન, મન અને ધનથી સક્રિય સહકાર આપી રહ્યા છે; અને જેઓની જૈન ધર્મના ઊંડા સંસ્કારોની છાપ તેમના કુટુંબ પર પડેલી હોઈ, સમસ્ત કુટુંબ ધાર્મિક કાર્યોમાં સારો રસ લે છે; ઇત્યાદિ ગુણોથી આકર્ષાઈ આ ધાર્મિક પુસ્તક મ્હારી અંતર - ઊર્મિથી તેઓશ્રીને

અર્પણ કરું છું.

—જીવનલાલ

# મૂળ પ્રકાશકના બે શબ્દ

શ્રીમજ્જૈનાચાર્ય પૂજ્યશ્રી ૧૦૦૮ શ્રી જવાહિરલાલજી મહારાજના વ્યાખ્યાનોમાંથી સંપાદિત સતી રાજેમતીની શાસ્ત્રપ્રસિદ્ધ કથા 'વ્યાખ્યાન સંગ્રહ પુસ્તકમાલા'નું ૧૧ મું પુષ્પ છે. આ પહેલાં ૧૦ પુસ્તકો પ્રકાશિત થઇ ચૂક્યાં છે. જનતાએ તે પુસ્તકોને એટલા અપનાવ્યા કે, અમારે તે પુસ્તકોની ૩-૩ અને ૪-૪ આવૃત્તિઓ કાઢવી પડી છે. જનતાની આ અભિરુચિ, અમારા ઉત્સાહને વધારનારી થઈ. અને એ જ કારણે અમે આ પુસ્તક જનતા સન્મુખ મૂકવાનું સાહસ કરી શકયા.

સતી રાજેમતીની કથાને જૈનશાસ્ત્રોમાં ઘણું જ ઉંચું સ્થાન મળેલું છે. વસ્તુત: આ કથા દ્વારા જે આદર્શ ઉપસ્થિત કરવામાં આવ્યો છે તે પોતાની શ્રેણીમાંનો એક જ છે. એમ તો જૈન સાહિત્યમાં આ વિષયના ગદ્ય અને પદ્યમાં અનેક ગ્રન્થો ઉપલબ્ધ છે, પરંતુ ચરિતાનુવાદ જેવો સરળ છે તેવો જટિલ પણ છે. તે વડે વક્તા કે લેખક જનતાનું ઉત્થાન પણ કરી શકે છે અને પતન પણ કરી શકે છે. એટલા માટે ઉપદેશક કે લેખક બનતા પહેલાં પોતાની જવાબદારી સમજી લેવી જરૂરની છે.

શ્રીમજ્જૈનાચાર્ય પૂજ્યશ્રી ૧૦૦૮ શ્રી જવાહિરલાલજી મહારાજ આ જવાબદારી ખૂબ સમજે છે. તેઓ દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવના

વિશેષજ્ઞ છે. વર્તમાનકાલીન્ જનતા જે પ્રાયઃ સ્વાર્થભાવના અને વિષયોની ગુલામીમાં ઓતપ્રોત થઇને પોતાનું ભાન ભૂલી રહી છે, પતિ – પત્નીનો સંબંધ પણ કેવળ સ્વાર્થપૂર્તિ સુધી જ મર્યાદિત કરી રાખ્યો છે, તેઓને આ કથા પણ વાસ્તવિક પ્રેમનો બોધ આપી આત્મોત્થાનમાં માર્ગદર્શક થશે.

આ પુસ્તક પ્રગટ કરતાં પહેલાં અખિલ ભારતીય શ્રી શ્વેતાંબર સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ ઓફિસ, મુંબાઇને મોકલીને ત્યાંથી પ્રમાણિત કરાવી લેવામાં આવ્યું છે, અને સાહિત્ય નિરીક્ષક સમિતિના વિદ્વાન સભ્યો ખાસ કરીને શ્રીમાન્ શેઠ ભૈરોંદાનજી શેઠિયા બીકાનેર તરફથી જે સૂચના મળી તે પ્રમાણે પુસ્તકનું સંશોધન કર્યા પછી જ, પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. છતાં પણ કોઈ ત્રુટિ રહી ગઈ હોય, તો પાઠકો તરફથી સૂચના મળતાં, અમે તે સૂચના પર વિચાર કરવા સદૈવ તૈયાર છીએ.

**રતલામ.**
**વૈશાખી પૂર્ણિમા**
**સં. ૧૯૯૩ વિ.**

ભવદીય
**બાલચંદ શ્રીશ્રીમાલ, વર્દ્ધમાન પીતલિયા,**
**સેક્રેટરી. પ્રેસીડેન્ટ.**



# સ્મરણાંજલિ

અમદાવાદના ધર્મપ્રેમી શ્રીમાન છક્કડલાલ મગનલાલ શાહના આશાસ્પદ, ધર્મશ્રધ્ધેય યુવાન પુત્ર ભાઈ કાંતિલાલ, જેમનો ૩૫ વર્ષની ઉંમરે, સં. ૨૦૦૧ ના કારતક શુદ પાંચમે સ્વર્ગવાસ થયો છે તેમનું આ ધાર્મિક પુસ્તક સાથે સ્મરણ આપવું એ વધારે યોગ્ય છે; કેમકે ધાર્મિક અને બોધદાયક પુસ્તકની સાથે ધર્મપ્રેમી અને અન્યને આદર્શ રૂપ વ્યક્તિનું નામ જોડવાથી, પુસ્તકની વિશેષતા કાંઈક અંશે વધે છે.

ભાઈ કાંતિલાલનો જન્મ સં. ૧૯૬૬ માં વીસલપુર મુકામે તેમના મોસાળમાં થયો હતો. ગૂજરાતી માત્ર ૪ ધોરણનો અભ્યાસ હોવા છતાં પણ તેમની સ્મરણશક્તિ, વ્યાપારી કાર્યદક્ષતા, વિવેક–સંપન્નતા આદિ ગુણોએ તેમણે પોતાના ધંધામાં ખૂબ જ સુંદર લોક–ચાહના મેળવી હતી, અને ધીરે ધીરે ધંધામાં સારી પ્રગતિ સાધી હતી.

તેમના પિતાશ્રી છેલ્લા કેટલાક વર્ષોથી નાદુરસ્ત રહેતા હોઈ, વહેપારનો બધો કારોબાર પોતે કુશળતાથી ચલાવતા હતા, એટલું જ નહિ પણ તે સાથે, તેમની ધાર્મિક ધગશ તો ખૂબ જ પ્રશંસનીય હતી. અવકાશ ઓછો હોવાથી, જો કે તેઓ ઉપાશ્રયે નિયમિત જઈ શકતા ન હતા, છતાં સંઘના પ્રત્યેક કાર્યની માહીતિ તો તેઓ મેળવી જ લેતા.

નિત્ય નિયમમાં હમેશાં પ્રાતઃ કાળે અને સૂતી વખતે માળા ફેરવવી, અવકાશે ધાર્મિક પુસ્તકોનું વાંચન કરવું, મુનિ મહારાજો

અને સુપાત્ર વ્યક્તિઓને ધાર્મિક પુસ્તકો આપવાં, એ દરેક રીતે તેમની રસ્થા. જૈન ધર્મ પ્રત્યેની લાગણી પ્રશંસનીય હતી.

તેમને છેલ્લા કેટલાક વખતથી બ્લડ પ્રેસર (લોહીનું દબાણ) નો વ્યાધિ હતો. કારતક શુદિ પાંચમની રાત્રે તેઓ દુકાનેથી ઘેર આવ્યા, લોહીનું દબાણ વધતું જતું હતું. રાત્રીના બે વાગ્યા સુધી માળાનો જાપ કરતા કરતા ભાઈ કાંતિલાલનો નશ્વર દેહ પ્રભુસ્મરણ સાથે પરલોકગમન કરી ગયો અને પોતાના ધર્મ પ્રેમી માતા–પિતા અને કુટુંબને દુઃખમાં ગરકાવ કરતો ગયો.

'કાળની ગતિ વિચિત્ર છે, અને સો પોતપોતાનું ઋણ ચૂકવીને ચાલ્યા જાય છે.' એ કુદરતના અવિચળ સિદ્ધાન્તને લક્ષમાં લઈ, તેમના કુટુંબીઓ આ દુઃખને 'કર્મનું ફળ' માની ધર્મકાર્યોમાં સદૈવ તત્પર રહે છે, એ જ ધર્મ–સમજણની મહત્તા છે.

મહુંમ તેમની પાછળ માતા, પિતા, પત્ની, ત્રણ ભાઈઓ, બે બહેનો, બે ભત્રીજા, એક ભત્રીજી વગેરે બહોળું ધર્મપ્રેમી કુટુંબ મૂકતા ગયા છે. તેમના ભાઈ શ્રી. લાલભાઈ તથા ચીનુભાઈ કાર્યદક્ષ હોઈ વ્યાપારના વ્યવસાય સાથે ધાર્મિક કાર્યોમાં સારો રસ લ્યે છે.

ભાઈ કાંતિલાલના આત્માને પ્રભુ ચીર શાંતિ અર્પે એ પ્રાર્થના.

—પ્રકાશક

# પ્રકાશકનું વક્તવ્ય અને આભાર.

શ્રીમજ્જૈનાચાર્ય પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજથી લગભગ અખિલ હિંદના સ્થા. જૈનો સુપરિચિત છે, તે સાથે તેમના અગાધ જ્ઞાનથી પણ જનતા સુપરિચિત છે. તેઓશ્રી કાઠીયાવાડમાં પધાર્યા અને રાજકોટની મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટીએ તેમનાં વ્યાખ્યાનો ગૂજરાતી ભાષામાં ઉતાર્યા ત્યારે તો ગૂજરાતી જનતાના મોટા ભાગનું આકર્ષણ તેમના પુસ્તકો પ્રત્યે ખૂબ જ વધ્યું, પરિણામે જનતાએ તેમની વાણીનો પ્રત્યક્ષ અને પુસ્તકો દ્વારા પરોક્ષ ખૂબ લાભ લીધો.

રતલામના શ્રી સાધુમાર્ગી જૈન પૂજ્ય શ્રી હુકમીચંદજી મ. ની સંપ્રદાયના હિતેચ્છુ શ્રાવક મંડળે પૂજ્યશ્રીના વ્યાખ્યાનોને અનેક પુસ્તકો દ્વારા બહાર પાડયા છે, તે પૈકી અમને 'સતી રાજેમતી' નામક શાસ્ત્રપ્રસિદ્ધ કથાપુસ્તક ખૂબ જ ગમ્યું. અને તેને ગૂજરાતી ભાષામાં પ્રગટાવવા અને અમારા સ્થા. જૈન પત્રના ગ્રાહકોને ભેટ આપવા તરફ અમારું મન લલચાયું.

અમને કહેતાં હર્ષ થાય છે કે, આજથી આઠ વર્ષ પહેલાં હિંદી ભાષામાં પ્રગટેલ આ પુસ્તક ગૂજરાતી ભાષામાં કાઢવાની પરવાનગી માગતાં, કોઇ પણ જાતના બદલા સિવાય મંડળના સેક્રેટરી શ્રીયુત બાલચંદજી શ્રીશ્રીમાલ સાહેબે અમને પ્રગટ કરવાની મંજુરી આપી છે તે બદલ અમે તેઓશ્રીનો ખૂબ જ અંતઃકરણપૂર્વક આભાર માનીયે છીએ.

પરવાનગી આપવાની સાથે તેમણે વિશેષ વિવેચન કરવાની પણ અમને છૂટ આપી હતી, પરંતુ બોધદાયક એક એક વિષયને પૂજ્યશ્રીએ એટલો તો સુંદર રીતે છણ્યો છે કે તે પર વિશેષ વિવેચન કરવાની અમારી હિંમત ચાલી નહિ; એટલે હિંદી ભાષાનો આ અક્ષરસઃ અનુવાદ છે.

અષાડ શુદિ ૨ બુધવાર
સં. ૨૦૦૧
} જીવનલાલ સંઘવી

# અનુક્રમણિકા

# સતી–રાજેમતી

## ૧

## કથારંભ

**ભારતની** કોઈપણ વ્યક્તિને, યદુવંશનો પરિચય આપવો વ્યર્થ છે, કારણકે યદુવંશ પોતે જ સુવિખ્યાત છે. એમ તો યદુવંશ પહેલેથી જ સુપ્રસિદ્ધ હતો, પરન્તુ ભગવાન **શ્રી અરિષ્ટનેમિ** અને મહારાજા **શ્રી કૃષ્ણનો** જન્મ આ કુળમાં થવાથી, તેનું ગૌરવ અતિશય વધી ગયું હતું. પોતાના વચનની રક્ષા માટે, પોતાના સંતાનને મારી નાખવા માટે દુષ્ટ સ્વભાવી કંસના હાથમાં સોંપનાર સત્યવાદી મહારાજા વસુદેવનો જન્મ પણ આજ કુળમાં થયો હતો. ત્રિલોકમાં સર્વોત્તમ અને અદ્વિતીય માતા તરીકે મનાતી મહારાણી દેવકી જેવી પતિવ્રતા અને પતિ પરાયણા સ્ત્રીરત્ને પણ યાદવકુળમાં જ જન્મ લીધો હતો. બરાબર યુવાવસ્થામાં અને લગ્નની તૈયારી વખતે, આ વિનાશી જગત્‌થી વિરક્ત બનીને દીક્ષા લેનાર તથા મસ્તક પર આગ બળતી હોવા છતાં પણ, ધૈર્ય ન છોડતાં, અનુપમ ક્ષમાનો પરિચય આપનાર, તેમજ જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે મોક્ષ પ્રાપ્ત કરનાર મુનિશ્રી ગજસુકુમારે પણ આ કુળમાં જન્મ લઈને તેને ગૌરવાન્વિત કર્યું હતું. યાદવકુળની ખ્યાતિનાં આ બધાં કારણો સિવાય એક કારણ–તેની અતિશય વૃદ્ધિ અને વિનાશ પણ છે. જનસંખ્યામાં યાદવકુળ જેટલું વધ્યું હતું તેટલું બીજું કોઈ કુળ વધ્યું હોય તેનું વર્ણન ક્યાંય મળતું નથી.

તે સાથેજ, આટલું વધેલું કુળ જે રીતે નાશ પામ્યું તે રીતે બીજું કોઈ કુળ ભાગ્યે જ નાશ પામ્યું હશે. આ બધાં કારણોથી યાદવકુળનું નામ આજે પણ સઘળા લોકો જાણે છે, અને એટલા જ માટે યાદવ-કુળનો અધિક પરિચય આપવો બીન જરૂરી છે.

આ યાદવવંશમાં, **અંધકવૃષ્ણિ** અને **ભોજવૃષ્ણિ** નામના બે પ્રતાપી રાજા થયા હતા. અંધકવૃષ્ણિ **શૌરિપુર**માં રાજ્ય કરતા હતા, અને ભોજવૃષ્ણિ **મથુરા**માં. મથુરામાં રાજ્ય કરનાર મહારાજા ભોજવૃષ્ણિને **ઉગ્રસેન** નામે એક પુત્ર હતો, અને શૌરિપુરમાં રાજ્ય કરનાર મહા-રાજા અંધકવૃષ્ણિને **સમુદ્રવિજય**, **વસુદેવ** પ્રમુખ દશ પુત્ર હતા, જે દશ દશાર્હ નામથી પ્રસિદ્ધ હતા. મહારાજા ભોજવૃષ્ણિનો એક ભાઇ **મૃત્તિકાવતી** નામની નગરીમાં રહેતો હતો, જેનો વારસ તેનો પુત્ર **દેવક** નામનો રાજા હતો. તે દેવક રાજાની કન્યાનું નામ **દેવકી** હતું, જે મહારાજા વસુદેવ સાથે પરણી હતી, અને જેની કુક્ષીથી કંસનો વધ કરનાર મહારાજા **શ્રીકૃષ્ણનો** જન્મ થયો હતો.

વસુદેવાદિ દશ દશાર્હમાં, સૌથી મોટા મહારાજા સમુદ્રવિજય હતા. મહારાજા સમુદ્રવિજયની રાણીનું નામ **શિવાદેવી** હતું. મહારાણી શિવાદેવી પણ પતિવ્રતા અને પતિપરાયણા હતી. આ કથાના નાયક ભગવાન અરિષ્ટનેમિને, આ જ મહારાણી શિવાદેવીએ જન્મ આપ્યો હતો. જે સમયે શ્રીકૃષ્ણ દ્વારા કંસનો સંહાર થયો હતો, અને સમુદ્ર-વિજય પ્રમુખ યાદવો સહિત શ્રીકૃષ્ણ દ્વારકામાં આવીને રહેવા લાગ્યા હતા, તથા ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું, તે સમયે ભગવાન અરિ-ષ્ટનેમિની ઉંમર લગભગ આઠ વર્ષની હતી. પોતાના માતાપિતાની સાથે જ ભ૦ અરિષ્ટનેમિ પણ દ્વારકામાં જ રહેતા હતા.*

---

* શ્રીકૃષ્ણ પ્રમુખ સઘળા યાદવો, એક ભવિષ્યવેત્તાના કહેવાથી, જરા-સંધના સૈન્યથી બચવા માટે જ દ્વારકામાં આવીને વસ્યા હતા. જરાસંધના ક્રોધનું કારણ એ હતું કે-શ્રીકૃષ્ણે જરાસંધના જમાઈ કંસ રાજાનો વધ કર્યો

કંસના મૃત્યુ પછી, મહારાજા ઉગ્રસેનને ત્યાં એક કન્યાનો જન્મ થયો હતો, જેનું નામ **રાજેમતી** હતું. રાજેમતી અતિ સ્વરૂપવાન હતી. તેનાં રૂપસૌંદર્યનું વર્ણન કરતાં, ગણધરોએ પણ તેને માટે 'મણિપ્રભા અને વિદ્યુત્છટા'ની ઉપમા આપી છે. સ્વરૂપવાન હોવાની સાથે જ, રાજેમતી ગુણવતી, સુલક્ષણા અને બુદ્ધિમાન્ પણ હતી. તેની શારીરિક રચના, આકૃતિ, બુદ્ધિ અને તેનાં ગુણ તથા સ્વભાવથી લોકોને પુણ્યોપાર્જન કરવાની શિક્ષા મળતી હતી. રાજેમતીને જોનારા એમ કહેતા હતા કે, તેને જેવી ઋદ્ધિ મળી છે તેવી અતિશય પુણ્યસંપદા વિના કદાપિ મળી શકતી નથી, આ જ રાજેમતી આ કથાની નાયિકા છે.

રાજેમતી વિવાહ યોગ્ય થઇ. તેનાં અંગોપાંગ યૌવનના આગમનથી વિકસિત થવાં લાગ્યાં. તેનું રૂપ-લાવણ્ય કમલપુષ્પ સમાન ખીલવા લાગ્યું. રાજેમતીના માતા-પિતા રાજેમતી માટે અનુપમ વરની શોધમાં રહેવા લાગ્યા; પરન્તુ અનુપમ સૌંદર્યવાન રાજેમતીને યોગ્ય વર તેમની નજરમાં આવ્યો નહિ. રાજેમતીને યોગ્ય વર તેમની નજરે માત્ર ભગવાન અરિષ્ટનેમિ જ દેખાતા હતા. જે પ્રકારે સમકાલીન કન્યાઓમાં રાજેમતી અપ્રતિમ સુંદરી હતી, તે જ પ્રકારે ભગવાન અરિષ્ટનેમિ પણ અપ્રતિમ સુંદર હતા. ભગવાન તીર્થંકરની શારીરિક સુંદરતા બાબતમાં તો આચાર્ય માનતુંગનું આ કથન બતાવી દેવું બસ

---

હતો. કંસના મૃત્યુ પછી મથુરાનું રાજ્ય શ્રીકૃષ્ણે ઉગ્રસેનને આપ્યું હતું, એથી ઉગ્રસેન પર પણ જરાસંધની વક્રદૃષ્ટિ હોવાનો સંભવ હતો અને એ કારણે કૃષ્ણાદિની સાથે ઉગ્રસેન પણ મથુરા છોડીને દ્વારકામાં રહેતા હોય એ બનવા યોગ્ય છે. કૃષ્ણની સાથે ઉગ્રસેન પણ દ્વારકામાં રહેતા હતા અથવા મથુરામાં જ રહેતા હતા તે વિષયનું અનુસંધાન કરવા માટે કેટલાક ગ્રંથ, શાસ્ત્ર અને તેની ટીકાઓ જોઈ, પરંતુ કયાંય પણ કાંઈ સ્પષ્ટીકરણ દૃષ્ટિગોચર થયું નહિં. તે માટે 'કેવલી જાણે' એમ કહીને જ સંતોષ માનવો પડે છે. કથાના અનેક પ્રસંગોથી તો એમ જણાય છે કે, ઉગ્રસેન પણ તે સમયે દ્વારકામાં જ રહેતા હતા.

છે કે, જે પુદ્ગલોથી ભગવાનનું શરીર બન્યું હતું તે જગત્માં સૌથી શ્રેષ્ઠ હતાં અને તે પુદ્ગળો એટલાં જ હતાં. ભગવાન અરિષ્ટનેમિનું બળ પણ અતુલ હતું. જગતમાં બીજા કોઈનું પણ બળ એટલું ન હતું કે જે ભ૦ અરિષ્ટનેમિનાં બળ સાથે તુલના કરી શકે. વૈભવની દૃષ્ટિએ પણ, ભ૦ અરિષ્ટનેમિ, ત્રણ ખંડ ધરતીના માલીક શ્રીકૃષ્ણના ભાઇ જ હતા અને પરિવાર પણ ઘણો વધેલો હતો. આ પ્રકારે રાજેમતીને યોગ્ય વર, ભ૦ અરિષ્ટનેમિ સિવાય અન્ય કોઈ દેખાતો ન હતો. રાજેમતીના હૃદયમાં પણ, ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે અનુરાગ હતો. રાજેમતીમાં, ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે અનુરાગ હોવાનું મુખ્ય કારણ, તેઓ બંનેનાં પૂર્વભવના સંસ્કાર જ હતાં. તે ઉપરાંત અવારનવાર ભ૦ અરિષ્ટનેમિની પ્રશંસા સાંભળવા વગેરેથી પણ રાજેમતીમાં ભ૦ અરિષ્ટનેમિ પ્રતિ અનુરાગ વધ્યો હતો, છતાં આ અનુરાગ અપ્રકટ હતો. ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યેનો પ્રેમનો અંકૂર, રાજેમતીના હૃદયના એક ખૂણામાં દબાયેલો પડ્યો હતો.

જો કે, રાજેમતીના માતાપિતા, રાજેમતીને માટે, ભ૦ અરિષ્ટનેમિને સર્વોત્કૃષ્ટ વર માનતા હતા, અને એ બંનેનો વિવાહ–સંબંધ જોડવામાં બીજા કોઈ પ્રકારની મુશ્કેલી ન હતી, પરન્તુ ભ. અરિષ્ટનેમિ, વિવાહ કરવાનો સ્વીકાર કરતા નથી એમ જાણીને, તેઓ આ બાબતમાં કોઇ પ્રકારનો પ્રયત્ન વ્યર્થ સમજતા હતા; અને રાજેમતીને યોગ્ય બીજો કોઈ વર દેખાતો ન હતો. એજ કારણે રાજેમતી, વિવાહને યોગ્ય હોવા છતાં પણ અવિવાહિત જ હતી. એમ તો રૂપ–લાવણ્યને કારણે રાજેમતી પ્રસિદ્ધ થઈ ચૂકી હતી. અનેક રાજાઓ અને રાજકુમારો રાજેમતી સાથે લગ્ન કરવા ઇચ્છતા હતા, પરન્તુ તેઓ પોતે પોતાને રાજેમતીને યોગ્ય સમજતા ન હતા. કોઈને એવો વિશ્વાસ પણ ન હતો કે, અમે રાજેમતીને યોગ્ય ગણાઈશું, અને રાજેમતી માટે અમારો વિવાહ સંબંધ સ્વીકારાશે. આ કારણથી, કોઇ પણ રાજા કે

રાજકુમાર એવું સાહસ કરી શકતા ન હતા કે તે રાજેમતીની માગણી કરે.

આ બાજુ, રાજેમતીના માતા-પિતા એ બાબતને માટે ચિંતાતુર હતા કે, ભ૦ અરિષ્ટનેમિ સિવાય રાજેમતીને યોગ્ય વર દેખાતો નથી અને ભ૦ અરિષ્ટનેમિ વિવાહ કરવાનો સ્વીકાર કરતા નથી; એટલે રાજેમતીનો વિવાહ કોની સાથે કરવો? શું રાજેમતી કુમારી જ રહેશે અથવા તેનો વિવાહ કોઇ અયોગ્ય વર સાથે કરવો પડશે?

આ પ્રમાણે રાજેમતીના માતા-પિતાને રાજેમતીના વિવાહની ચિંતા હતી, અને બીજી તરફ ભ. અરિષ્ટનેમિના માતા-પિતાને એવો વિચાર થઈ રહ્યો હતો કે અમારો પુત્ર અરિષ્ટનેમિ પૂર્ણ યુવક થઈ ગયો છે; છતાં પણ તેણે હજુ સુધી વિવાહ કરવાનો સ્વીકાર કર્યો નથી અને તેનો વિવાહોત્સવ જોવાની અમારી અભિલાષા હજુસુધી અપૂર્ણ જ છે. સંતાનની સ્વીકૃતિ વિના-તેની ઇચ્છા વિરુદ્ધ-તેનો વિવાહ કરવાની પ્રવૃત્તિ કરવી તે અન્યાય છે અને અરિષ્ટનેમિ આ બાબતની વાતચિતનો હમેશાં વિરોધ કરે છે. આવી સ્થિતિમાં અમારી અભિલાષા કઈ રીતે પૂરી થાય!

ભ. અરિષ્ટનેમિના માત-પિતા, એક દિવસે પુત્રનો વિવાહોત્સવ જોવાની અભિલાષાથી પ્રેરિત થઇને, ભગવાન દ્વારા સ્વીકૃતિ મેળવવાનો અત્યધિક અનુરોધ કરવા લાગ્યા. તેઓ ભગવાન અરિષ્ટનેમિને કહેવા લાગ્યાઃ- વત્સ, તમે હવે બાળક નથી, પરન્તુ યુવક છો. આ શ્રેષ્ઠ કુળમાં જન્મ લેવા છતાં પણ તમારૂં હજુ સુધી અવિવાહિત રહેવું એ ઠીક નથી. અવિવાહિત રહેવાથી, લોકો યાદવકુળ વિષે અથવા તમારા વ્યક્તિત્વ વિષે કોણ જાણે શું શું બોલતા હશે! અવિવાહિત યુવક વિશ્વાસ કરવા યોગ્ય મનાતો નથી. સ્ત્રી વિનાના યુવક પ્રત્યે અનેક પ્રકારની શંકાઓ થવી સ્વાભાવિક છે. તે ઉપરાંત, તમારો

વિવાહોત્સવ જોવાની અમારી પ્રબળ ઇચ્છા પણ છે. અમે, તમારી મારફત અનેક પ્રકારના સુખમય સ્વપ્નાઓ જોઇ રહ્યા છીએ; જેની સફળતાનો આધાર તમારો વિવાહ જ છે. એટલે અમે તમને આગ્રહ કરીયે છીએ કે, તમે વિવાહ કરવાનો સ્વીકાર કરો, જેથી નિર્મળ યાદવકુળ ઉપર કોઈ પ્રકારનો અપવાદ પણ ન આવે, તમારો વિવાહોત્સવ જોઇને, અમારી આંખો પણ તૃપ્ત થાય, અમને અમારૂં ભવિષ્ય સુખમય દેખાય, અમે પૌત્રાદિકનો આનંદ લઇ શકીએ અને સ્વજનો પણ ખુશી થાય.

માતા–પિતાની વાત સાંભળીને, ભગવાન, સહજ રીતે ઉશ્કેરાયા અને માતા–પિતા પ્રત્યે કહેવા લાગ્યા કે, શ્રદ્ધેય માતા–પિતા! તમે મને વિવાહ કરવાનો આટલો બધો આગ્રહ નકામો જ કરો છો. વિવાહ ન કરવાથી અને બ્રહ્મચર્ય પાળવાથી, યાદવકુળ પર કોઈ જાતનું લાંછન લાગે તે કઈ રીતે સંભવિત છે? એવી જ રીતે, અવિવાહિત પરન્તુ બ્રહ્મચારી પ્રત્યે અવિશ્વાસ કરવાનું પણ કોઈ કારણ નથી. અવિશ્વાસ તો ત્યારેજ થવો જોઈએ કે જ્યારે દુરાચારી હોય. કદાચિત્, દુરાચારની કોઈ બાબત દેખવામાં ન આવતા છતાં પણ, કોઈ વ્યક્તિ કોઈ બ્રહ્મચારીનો વિશ્વાસ ન કરતી હોય તો તેમાં બ્રહ્મચર્ય પાળનારને શું નુકશાન છે? કોઈ અવિશ્વાસ કરતું હોય તો ભલે કરે; અવિશ્વાસના ભયથી, બ્રહ્મચર્યનો ત્યાગ કરી લગ્ન કરવું એ કદાપિ ઉચિત નથી થતું. હવે રહી આપની અને સ્વજનોની પ્રસન્નતાની બાબત; તો શું વિવાહોત્સવ દેખવા માત્રથી જ તેમને તથા આપને સંતોષ થાય તેમ છે? બ્રહ્મચર્ય જોઇને શું સંતોષ નથી થતો? કદાચ આપને બ્રહ્મચર્ય જોઇને આનંદ ન થતો હોય અને વિવાહોત્સવ જોઇને જ આનંદ થતો હોય, તો એનો અર્થ એ થયો કે, બ્રહ્મચર્ય ખરાબ અને વિવાહ સારો છે. પરંતુ હું આ વિચાર સારો ગણુતો નથી. મારી દૃષ્ટિએ તો બ્રહ્મચર્યપૂર્ણ જીવન જ સર્વોત્તમ

છે. બ્રહ્મચર્યપૂર્ણ જીવન વ્યતિત કરવાની શક્તિ ન હોય તો તે સ્થિતિમાં લગ્ન કરવું એ જુદી વાત છે, પરન્તુ આ શક્તિ હોવા છતાં પણ, કેવળ તે કારણોથી લગ્ન કરવું એ કદી ઉચિત થતું નથી. હું મારામાં પૂર્ણ બ્રહ્મચર્ય-પાલનની શક્તિ સમજુ છું, એટલે લગ્ન કરવું એ જરૂરી માનતો નથી. જ્યારે હું મારામાં એવી શક્તિ નથી એમ માનીશ ત્યારે મારા માટે લગ્ન કરવા સિવાય કોઈ માર્ગ રહેશે નહિં; પરંતુ આ વખતે હું મારા માટે લગ્ન કરવાનો અવસર માનતો નથી. એટલા માટે હું આપને વિનંતી કરું છું કે, આપ મને બ્રહ્મ-ચર્ય પાળવા માટે પ્રોત્સાહિત કરતા રહેશો, લગ્ન કરવાનો આગ્રહ આપ ન કરો.

ભગવાનનો ઉત્તર સાંભળીને, તેમના માતા પિતા ફરીથી કહેવા લાગ્યા કે, પ્રિય પુત્ર! જ્યારે તમે ગર્ભમાં હતા, તે સમયે ચૌદ મહા-સ્વપ્ન અને તમારો જન્મ કલ્યાણક મહોત્સવ દેખીને, અમે એ જાણી ચૂકયા છીએ કે, તમે ચરમ શરીરી તીર્થંકર છો. તમારા આધારે, જગતના અસંખ્ય જીવો, જન્મ-મરણથી મુક્તિ અપાવનાર એવા ધર્મના માર્ગે ચડશે, એટલા માટે તમારામાં બ્રહ્મચર્ય પાલવાની હિંમત હોય તેમાં કોઈ પ્રકારનો સંદેહ નથી, તેમ અમે બ્રહ્મચર્ય-પૂર્ણ જીવનને અનુચિત પણ સમજતા નથી, પરન્તુ તમારા પહેલાં જેટલા તીર્થંકરો થયા છે, તેઓએ પણ તમારી માફક બ્રહ્મચર્યપાલનની હિંમત હોવા છતાં, લગ્ન કર્યું હતું અને સાંસારિક ભોગોપભોગો ભોગવ્યા હતા, તો પછી તમે લગ્ન કરો તેમાં શું કાંઈ ખરાબ થાય છે? કદાચ તમારી દષ્ટિએ લગ્ન કરવું જરૂરી ન હોય, તો પણ તમારે તે કાર્ય કરવું ઉચિત છે, જેમાં અમને આનંદ થાય.

સ્વાભાવિક આનંદ સાથે ભગવાન અરિષ્ટનેમિ, માત-પિતાની વાત સાંભળી રહ્યા હતા અને વિચારી રહ્યા હતા કે, મારા ઉત્તર-પ્રત્યુત્તરથી માતા-પિતાને કદી સંતોષ થશે નહિ. તેમની દષ્ટિએ,

જગતમાં એજ માતા–પિતા ધન્ય છે કે જેના સંતાનોનાં લગ્ન થઈ ચૂકયાં હોય, તે જ પુત્રનું જીવન સાર્થક છે કે જેણે લગ્નબંધનથી બંધાઈને, પૂર્ણ બ્રહ્મચર્યના ઉત્તમ ધ્યેયને તરછોડી દીધું હોય. આ સમયે, જગતના પ્રાયઃ સઘળા મનુષ્યોનો વિચાર એવો જ છે, એટલા માટે તેમનામાં પણ એ વિચાર હોવો સ્વાભાવિક છે, પરન્તુ મારે તેમના વિચારોના પ્રવાહમાં ઘસડાઈ જવું એ ઠીક નથી, તેમ તેમને લુખ્ખો જવાબ આપી દુઃખી કરવા એ પણ ઠીક નથી; પરન્તુ ક્રિયાત્મક રૂપે, તેમના તથા તેમની સાથે જ જગતના સઘળા લોકોના એવા વિચાર બદલાવીને, એમ બતાવી આપવું જોઈએ કે, લગ્ન કરીને સંસારમાં વારંવાર જન્મ–મરણ કરવાને બદલે, બ્રહ્મચર્યપૂર્ણ જીવન વિતાવી, તથા સર્વ જીવો પર દયા કરી ( પ્રાણી માત્રને આત્મવત્ સમજી ) જન્મમરણના ફેરા મીટાવવા એજ શ્રેયસ્કર છે. સંસારના મનુષ્યો, અજ્ઞાનવશ બની શ્રેયને તો ભૂલી જાય છે અને પ્રેયમાં પડી જાય છે. તેમને એ ખબર જ નથી કે, શ્રેયને છોડી પ્રેયને પકડવામાં કેટલું નુકસાન છે, અને પ્રેય પર ન લોભાઈને શ્રેયને અપનાવવામાં કેટલો મહાન લાભ છે ! ધન, સ્ત્રી–પુત્રાદિ પ્રેયમાં પડીને જગતના જીવો શ્રેય–મોક્ષને ભૂલી રહ્યા છે. શ્રેયને ભૂલી જવાથી જ, નિર્દોષ જીવોનો વધ કરીને, લોકો તેનાં માંસનું ભક્ષણ કરે છે, મદિરાપાન દ્વારા મનુષ્યપણાને છોડી, પશુત્વમાં પડે છે, અને વેશ્યાગમનાદિ ભયંકર પાપમાં પ્રવૃત્ત બને છે. જો હું જગતના જીવોને, પ્રેય ત્યાગીને શ્રેયને અપનાવવાનો, આદર્શ રહિત ઉપદેશ આપું, તો તે ઉપદેશ પત્થર પર વરસેલા પાણીની માફક નિરર્થક જ થશે. એટલા માટે, જગતના મનુષ્યો સમક્ષ, પ્રેયને છોડી શ્રેયને અપનાવવાનો આદર્શ રાખીશ તો જ મારો ઉપદેશ પ્રભાવોત્પાદક થઇ પડશે.

માતા પિતાની વાતો સાંભળતાં ભગવાને, પોતાના હૃદયમાં આ પ્રકારનો સંકલ્પ કર્યો. માતા પિતાની વાત પૂરી થતાં, ભગવાને

તેમના પ્રત્યે કહ્યું—આપ ધીરજ રાખો, હમણા લગ્ન કરવા માટે આટલો આગ્રહ ન રાખો. હમણા મારા માટે લગ્ન કરવાનો સમય આવ્યો નથી. સમય આવતાં બધું થઈ જશે.

ભગવાનનો આ જવાબ સાંભળીને, તેમના માતા પિતા વિશેષ કાંઈ કહી શક્યા નહિં. તેમના હૃદયમાં યત્કિંચિત્ આશાનો સંચાર થયો, અને તેઓ, જે દિવસે ભગવાનનું લગ્ન થતું જોઇ શકે તે દિવસની ઉત્કંઠાપૂર્વક રાહ જોવા લાગ્યા.



૨

## કૃષ્ણને ભય

સાંસારિક મનુષ્ય, પોતાના સ્વાર્થ પર આઘાત થાય તે કદાપિ સાંખી શકતો નથી. તેની પાસે, બીજા બધા અપરાધો તો ક્ષમ્ય થઈ શકે છે, પરન્તુ તેના સ્વાર્થ આડે આવનારૂં વિઘ્ન તેને અસહ્ય થઇ પડે છે. અમુક માણસથી મારા સ્વાર્થનો નાશ થશે, મારૂં રાજ-પાટ, યશ-વૈભવ, કીર્તિ-વડાઇ, માન-સન્માન વગેરેમાં હાનિ પહોંચશે, એવી આશંકા થતાં જ, સાંસારિક મનુષ્ય, તે શંકાસ્પદ

વ્યક્તિ પ્રત્યે બીજી જ દષ્ટિએ જોવા લાગે છે. પછી ભલે તે માતૃ-જાયો ભાઈ હોય, ગાઢ સ્નેહવાળો મિત્ર હોય, અથવા અન્ય કોઇ હોય; પરંતુ તેના તરફથી સ્વાર્થહાનિની આશંકા થતાં, તેના પ્રત્યે હૃદયમાં નિર્મળ પ્રેમ રહેતો નથી. નિર્મળ પ્રેમનું સ્થાન, દ્વેષ, કપટ આદિ દુર્ગુણ છીનવી લે છે અને હૃદયમાં એ ભાવના ઉત્પન્ન થાય છે કે, તેને કોઇ પણ પ્રકારે એવો અયોગ્ય બનાવી દઉં કે, જેથી મારા સ્વાર્થને તેના તરફથી કોઈ ધક્કો ન લાગે. આ ભાવનાથી પ્રેરાઇને, તે શંકિત વ્યક્તિ, સંદિગ્ધ વ્યક્તિની વિરુદ્ધ, પોતાની પાશવિક શક્તિ, અમાનુષિક નીતિ અને રાક્ષસી અન્યાયનો પ્રયોગ પણ કરી નાખે છે. કોઈ કોઇ વાર તો આમ કરવાનું કારણ કેવળ ભ્રમ પણ હોય છે. ભ્રમ વશ કોઇ પ્રત્યે એવી શંકા થઈ જાય છે કે, આ વ્યક્તિદ્વારા મને અમુક નુકસાન થશે. બસ, આ ભયને લીધે થયેલી શંકાને કારણે જ તે સશંક વ્યક્તિ, સંદિગ્ધ વ્યક્તિને પોતાનો શત્રુ માની લ્યે છે અને તેના પ્રત્યે શત્રુતાભર્યો વ્યવહાર કરવા લાગે છે.

જેના પ્રત્યે સ્વાર્થ—હાનિનો સંદેહ થઈ જાય છે તે, પછી ગમે તેવો પ્રેમી કેમ ન હોય, તો પણ મનુષ્ય તેની વિરુદ્ધ વ્યવહાર કરવા લાગે છે તેનાં અનેક ઉદાહરણ છે. આ વાત પ્રસિદ્ધ છે કે, રાજા ભોજ બાળક હતા અને તેના કાકા મુંજ, ધારાનગરીના રાજા હતા. ભોજની બુદ્ધિ—ચાતુરી દેખીને, મુંજના હૃદયમાં એવો સંદેહ થયો હતો કે, ભોજ મારૂં રાજ્ય ઝુંટવી લેશે. જો કે બાળક ભોજના હૃદયમાં, તે વખતે રાજ્ય ઝુંટવી લેવાની ભાવના થઈ શકે તેમ ન હતું, પરન્તુ મુંજને તો સંદેહ થઈ જ ગયો. આ સંદેહને કારણે જ, 'મારૂં હિત નાશ ન પામે, મારા સ્વાર્થ પર આઘાત ન પહોંચે' એ ભાવનાથી તેણે, ભોજને મારી નાખવાની આજ્ઞા આપી દીધી હતી. એ વાત જુદી છે કે મંત્રીની બુદ્ધિથી ભોજ જીવતા રહ્યા અને પછી મુંજને પણ પોતાની દુર્ભાવના પર પશ્ચાત્તાપ કરવો પડયો; પરન્તુ

સ્વાર્થ રક્ષણની ભાવનાનો વેગ હોવાથી તેણે, પોતાના પ્રિય અને બાળક ભ્રાતપુત્રની હત્યા કરવાનો નિશ્ચય કરી જ નાખ્યો હતો. આવા જ પ્રકારનાં બીજાં અનેક ઉદાહરણો છે. વર્તમાન સમયમાં પણ એવાં અનેક ઉદાહરણો છે. વર્તમાન સમયમાં પણ એવા અનેક રાજકેદીઓ હશે કે જેમને સરકારે કેવળ આ ભ્રમપૂર્ણ શંકાથી કેદ કરી રાખ્યા છે કે, તેઓ અમારૂં રાજ્ય ઝુંટવી લેવાની ઇચ્છા રાખે છે અથવા તેમના વડે અમારા સ્વાર્થને ધક્કો લાગે છે.

ભગવાન અરિષ્ટનેમિની બાબતમાં પણ એવો જ ભ્રમ થયો. જો કે ભ૦ અરિષ્ટનેમિ શ્રી કૃષ્ણના ભાઈ હતા. તેમને રાજપાટની ચાહના ન હતી અને કદાચ ચાહના હોત તો પણ તેઓ પોતાના અનંત બલ વડે આખા જગતના સમ્રાટ બની શકતા હતા; છતાં પણ શ્રીકૃષ્ણના હૃદયમાં તેમના પ્રત્યે એવો સંદેહ થયો કે, તે કોઈ વખતે મારી પાસેથી રાજ્ય તો છીનવી નહિં લ્યે ?

શ્રીકૃષ્ણ ત્રણ ખંડ પૃથ્વીના સ્વામી હતા. ત્રણ ખંડ પૃથ્વીના સ્વામી પાસે, જેટલો વિશાળ ધન વૈભવ હોય છે અને જેટલી વિશાળ યુદ્ધ–સામગ્રી રહે છે તે બધી શ્રીકૃષ્ણ પાસે હતી. યુદ્ધ–સામગ્રીમાંથી શસ્ત્ર–અસ્ત્ર માટે, તેમને ત્યાં એક વિશાળ શસ્ત્ર–ભંડાર બનેલો હતો. તે શસ્ત્ર–ભંડારમાં અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર મોજુદ હતાં. શ્રીકૃષ્ણની કૌમોદકી ગદા, તેમનું સારંગ ધનુષ્ય, સુદર્શન ચક્ર, પંચજન્ય શંખ અને તલવાર પણ, તે શસ્ત્ર ભંડારમાં રાખેલાં હતાં. અનેક વીર યોદ્ધાઓ તે શસ્ત્રભંડારનું સાવધાનીથી રક્ષણ કરતા હતા. એક દિવસે, મિત્રો સાથે ભ૦ અરિષ્ટનેમિ, સ્વાભાવિક ફરતા ફરતા, શ્રીકૃષ્ણના તે શસ્ત્રભંડારમાં ગયા. મહારાજા શ્રીકૃષ્ણના વહાલા ભાઈ અને સમુદ્રવિજયના વહાલા પુત્રને આવતા જોઈ, શસ્ત્રભંડારના રક્ષકે તેમનું નમ્રતાપૂર્વક સ્વાગત કર્યું તથા પ્રાર્થના કરી કે, ભગવન્ ! આજે અચાનક આપનું અહિં શા હેતુએ પધારવું થયું ? શું કોઈ શત્રુને મૃત્યુ અહિં

ખેંચી લાવ્યું છે, કે જેને કાળનો ગ્રાસ બનાવવા માટે આપ શસ્ત્ર લેવા પધાર્યા છો? અથવા કોઇ દેશ પર ચઢાઇ કરવા માટે આપ શુભાગમન થયું છે? હું આપની આજ્ઞા પ્રમાણે સેવા કરવા માં હાજર છું, આપ હુકમ કરો.

શસ્ત્ર ભંડારના રક્ષકની પ્રાર્થના સાંભળીને, ભગવાને ઉત્તેજિ થઈને કહ્યું:-હું શસ્ત્રાસ્ત્ર લેવા માટે આવ્યો નથી, પરન્તુ ક્રીડા કરતે કરતો અહિં આવી ગયો છું અને હવે શસ્ત્રભંડારમાંના સુરક્ષિત હથિ યારો જોવાની ઇચ્છા રાખું છું.

શસ્ત્રભંડાર રક્ષક—અત્યંત આનંદની વાત છે, કે આજે, શસ્ત્ર ભંડારને આ ગૌરવ પ્રાપ્ત થાય છે. પધારો ભગવન્! શસ્ત્રભંડારમાં પધારો

શસ્ત્રભંડાર રક્ષકની સાથે, ભ૦ અરિષ્ટનેમિ શસ્ત્રભંડારમાં પધાર્યા શસ્ત્રભંડાર રક્ષક, ત્યાં રાખેલાં હથિયારોનાં નામ, તેની વિશેષતા તથ પ્રસંગ-વિધિ વગેરે બતાવ્યે જતો હતો અને ભગવાન તે બધું જોત સાંભળતા જતા હતા. ચાલતા ચાલતા, જ્યાં શ્રીકૃષ્ણનાં દિવ્ય હથિ યારો રાખ્યા હતા ત્યાં શસ્ત્રભંડાર રક્ષક ભગવાનને સાથે લઈને ગયો શસ્ત્રભંડાર રક્ષકે ભગવાનને કહ્યું-પ્રભો! આ હથિયારો સ્વયં મહારાજ શ્રીકૃષ્ણના છે. આ સૂર્યસમાન તેજસ્વી સુદર્શન ચક્ર, યુદ્ધ વખતે મહારાજા શ્રીકૃષ્ણના હાથમાં શ્યામઘટાની સાથે જેમ વિદ્યુત્ શોભે છે તેમ શોભે છે. આ જે વ્યક્તિને માટે છોડવામાં આવે છે તે વ્યક્તિ પછી કદાપિ બચી શકતી નથી. આ ચક્ર લક્ષ્ય બનાવવામાં આવેલ શત્રુના ગળાનું રૂધીર પીને જ રહે છે. આ ચક્રને જ્યારે યદુકુળ-કમળ દિવાકર પોતાની આંગળી પર રાખીને ફેરવે છે ત્યારે સેનાનો મોટો ભાગ તો તેનાં તેજથી વિહ્વલ બનીને નાસી જાય છે. આ કૌમોદકી ગદા છે. આ ગદાનો પ્રહાર સહન કરવામાં પર્વત પણ અસમર્થ છે. જો તેના વડે પર્વત પર ઘા કરવામાં આવે તો પર્વતના પણ ચૂરે-

ચૂરા થઈને રજકણ બની જાય. અને મનુષ્યની તો શક્તિ જ શી કે જેનો ઘા સહન કરી શકે! ભગવાન ! આ ધનુષ્યનું નામ સારંગ છે. તેને પણ મહારાજા શ્રીકૃષ્ણ જ ધારણ કરે છે. આ ધનુષ્યને શ્રીકૃષ્ણ સિવાય કોઈ ચઢાવી શકતું નથી. તેનાં ટંકારનો ધ્વનિ પ્રચંડ મેઘ-ગર્જના જેવો હોય છે. શત્રુસેનાનો મોટો ભાગ તો તે ધનુષ્યના ઘોર અવાજથી જ ભયભીત બનીને ભાગી જાય છે. તેમાંથી નીકળેલું એક એક બાણ અચૂક હોય છે અને શત્રુ વગરની પૃથ્વી કરીને જ રહે છે. પ્રભો ! આ મહારાજા શ્રીકૃષ્ણનો પંચજન્ય શંખ છે. આ શંખને વગાડવાની શક્તિ કેવળ મહારાજા શ્રીકૃષ્ણમાં જ છે, બીજા કોઈથી તેનું વગાડવાનું તો દૂર રહ્યું પણ તે ઉપડી શકતો પણ નથી. જે વખતે મહારાજા શ્રીકૃષ્ણ આ શંખ વગાડે છે તે વખતે યુદ્ધક્ષેત્રમાં ખળભળાટ મચી જાય છે, અને શત્રુસેના ભયભીત બનીને ભાગવા લાગે છે. પ્રભો ! આ વિશાળ ખડ્ગ મહારાજા શ્રીકૃષ્ણનું છે. આ ખડ્ગ પાસે વજ્રશીલા પણ નકામી છે. આ જેના પર પડે છે તેના ટુકડા જ કરી નાખે છે. મહારાજા શ્રીકૃષ્ણ ખાસ કરીને આ જ હથિયારો ધારણ કરે છે.

ભ૦ અરિષ્ટનેમિ, સ્વાભાવિક આનંદપૂર્વક શસ્ત્રભંડારના રક્ષકે કરેલી શ્રીકૃષ્ણના હથિયારોની પ્રશંસા સાંભળી રહ્યા હતા. શસ્ત્રભંડાર-રક્ષકદ્વારા શ્રીકૃષ્ણના હથિયારોનું વર્ણન પૂરૂં થતાં, ભગવાન્ સારંગ ધનુષ્ય ઉપાડવા માટે નીચા નમ્યા, કે તરતજ શસ્ત્રભંડાર રક્ષકે કહ્યું–ભગવાન્ ! ઉભા રહો ! આપ શ્રીકૃષ્ણના કોઈપણ હથિયારને ઉપાડવાનો વિચાર જ ન કરશો. શસ્ત્રભંડાર રક્ષકની વાત સાંભળી ભગવાન વિચા-રમાં પડ્યા. તેમણે સારંગ ધનુષ્ય ઉઠાવતાં પોતાના હાથને રોકી લીધો અને ઉત્તેજિત બનીને શસ્ત્રભંડાર-રક્ષકને પૂછયું કે–એમ કેમ ?

શસ્ત્રભંડારરક્ષક—ભગવન્ ! આ હથિયારો ઉપાડવાની શ્રીકૃષ્ણ સિવાય બીજા કોઈનામાં શક્તિ નથી. તેને ઉપાડવાની ચેષ્ટા

કરનાર, તે હથિયાર દ્વારા અપમાનિત બની જાય છે. કદાચ, કોઈ તે ઉપાડવા શક્તિમાન્ થયો, તોપણ શ્રીકૃષ્ણ સિવાય બીજો કોઈ ઉઠાવે તો, ભયંકર અનિષ્ટની સંભાવના છે. એટલા માટે, હું આપને એવી પ્રાર્થના કરું છું કે, આપ તેને ઉપાડવાની ચેષ્ટા ન કરો.

ભગવાન—તેં મને આ હકીકત કહીને તારું કર્તવ્ય પૂરું કર્યું છે, હવે જે કાંઈ ખોટું પરિણામ આવે તેની જવાબદારી તારા પર નથી, પણ મારા પર જ છે.

એમ કહીને ભગવાને, નીચા વળીને, વિના શ્રમે જ સારંગ ધનુષ્ય ઉપાડી લીધું. તેમણે તેને કમલનાલની માફક સહજમાં જ વાળીને ચઢાવી દીધું અને ટંકાર કર્યો. સારંગ ધનુષ્યનો ઘોર ટંકાર-ધ્વનિથી, દ્વારિકાનગરી કંપાયમાન થઈ ગઈ. સમુદ્રનાં પાણી પણ ખળભળવા લાગ્યા. જળચર જીવો ગભરાઈને ભાગવા લાગ્યા. ધનુષ્યના ટંકારનો ભયંકર શબ્દ સાંભળીને, દ્વારિકાનગરીના પ્રજાજનો ભયભીત બની ગયા. પ્રજાના હૃદયમાં આ વાતની શંકા થઈ આવી કે, આજે શ્રીકૃષ્ણના કોઈ શત્રુ વડે અમારા પર કોઈ આપત્તિ તો આવશે નહિ ને?

ભગવાનને, આ પ્રમાણે વગર પરિશ્રમે ધનુષ્ય ઉઠાવતા, ચઢાવતા અને ટંકારતા જોઈને, શસ્ત્રભંડાર રક્ષક દંગ બની ગયો. તેને અતિશય આશ્ચર્ય થયું. તે વિચારવા લાગ્યો કે, મેં આવી હસ્ત-કુશળતા તો શ્રી કૃષ્ણમાં પણ જોઈ નથી. આમનું બળ તો તેમનાથી પણ ચઢીયાતું છે. હું તેમને ધનુષ્ય ઉપાડતા જ રોકત, પરન્તુ જેમનામાં આટલી પ્રબળ શક્તિ હોય તે મારી વાત માનીને કેમ રોકાય? મને લાગે છે કે, શ્રી કૃષ્ણે તો કેવળ ત્રણ ખંડ ધરતી પર જ પોતાની વિજયપતાકા ફરકાવી છે, પરન્તુ આ, સમસ્ત પૃથ્વી પર પોતાનું આધિપત્ય જમાવશે.

શસ્ત્રભંડાર રક્ષક આ પ્રમાણે વિચારતો હતો, એટલામાં જ ભગવાને ધનુષ્યને ઉતારી યથાસ્થાન મૂકી દીધું અને પંચજન્ય શંખ ઉપાડીને વગાડવા લાગ્યા. ભગવાને ફૂંકેલા શંખથી જે ધ્વની નીકળ્યો તેણે દ્વારિકાનિવાસી લોકોનો ભય વિશેષ વધારી દીધો. અનિષ્ટની સંભાવનાએ, સૌનાં હૃદયમાં ખળભળાટ મચાવી દીધો. શસ્ત્રાગારરક્ષક પણ, ભગવાનને શંખ ફૂંકતા જોઈ, ખૂબ વિસ્મય પામ્યો. તેના હૃદયમાં પણ ભગવાનની શક્તિ તથા તેમનું કૌશલ્ય જાણી, અનેક પ્રકારના વિચાર થવા લાગ્યા.

સુંદર રીતે શંખનાદ કરીને, ભગવાને પંચજન્ય શંખને યથાસ્થાન મૂકી દીધો અને સુદર્શનચક્ર ઉપાડયું. તેઓ તે ચક્રને આંગળી પર ધારણ કરીને, ફેરવવા લાગ્યા. વિદ્યુતની જેમ ચમકતું સુદર્શનચક્ર ભગવાનની આંગળીને આધારે, કુંભારના ચાકડાની જેમ વેગથી ફરી રહ્યું હતું અને તેનાં તેજમાં ભગવાનના મિત્ર તેમજ શસ્ત્રભંડારરક્ષકની આંખો અંજાઈ રહી હતી. ભગવાનને આ પ્રમાણે કુશળતા પૂર્વક ચક્ર ફેરવતા જોઇને, શસ્ત્રભંડાર રક્ષક અતિશય વિસ્મિત થયો. તે પોતાના મનમાં કહેતો હતો કે, ચક્ર ફેરવવાની આવી દક્ષતા તો સ્વયં મહારાજા શ્રીકૃષ્ણમાં પણ નથી. આ તો તેમનાથી પણ વધારે કુશળ છે. મને તો જગતમાં આવો કોઈ વીરપુરુષ દેખાતો નથી કે જે આમની શક્તિ અને નિપુણતા પાસે યુદ્ધમાં સ્થિર રહી શકે.

ભગવાને, સુદર્શનચક્રને પણ યથાસ્થાન ગોઠવીને, કૌમોદકી ગદા ઉપાડીને તેને ફેરવી. શ્રીકૃષ્ણના ચારેય હથિયારોનો પ્રયોગ કર્યા પછી, ભગવાને પાંચમું હથિયાર--તલવારને પણ ઉપાડી અને પ્રથમના હાથયારોની જેમ તેને પણ ફેરવવા લાગ્યા. ભગવાનનો મિત્ર તેમજ શસ્ત્રભંડારરક્ષક, પહેલાં નહિ જોયેલું એવું ભગવાનનું બળ–કૌશલ્ય ચૂપચાપ ઉભા ઉભા જોઈ રહ્યા હતા અને શસ્ત્રભંડારરક્ષક, મનમાં ને મનમાં

પોતાની તે વાતોને માટે પશ્ચાત્તાપ કરી રહ્યો હતો, કે જે વાતો તેણે હથિયારો ઉપાડતા અટકાવવા માટે ભગવાનને કહી હતી.

ભગવાને કરેલો શંખનાદ અને ધનુષ્યનો ટંકાર રાજસભામાં બેઠેલા શ્રીકૃષ્ણ આદિ યાદવોએ પણ સાંભળ્યો. સઘળા લોકો આશ્ચર્ય અને ભય સાથે વિચારવા લાગ્યા કે, આ શંખનાદ કોણે કર્યો છે અને કોણે ધનુષ્ય ટંકાર્યું છે? અનેક આશંકાઓને લીધે શ્રીકૃષ્ણનું હૃદય બેચેન બન્યું. તેઓ વિચારવા લાગ્યા કે, શું કોઈ શત્રુ તો ચઢાઇ કરવા નથી આવ્યો, કે જે મને શંખનાદ તથા ધનુષ્ય ટંકાર વડે ચેતવણી આપી રહ્યો હોય? આ પ્રકારના વિચારપ્રવાહે તેમના હૃદયમાં ઉથલ પાથલ મચાવી દીધી. તેઓ તરત જ સભાભવનથી ઉઠીને, બળદેવ આદિ મુખ્ય યાદવો સાથે પોતાના હથિયારો લેવા માટે શસ્ત્રભંડારમાં આવ્યા. શસ્ત્રભંડારમાં આવીને તેમણે ભગવાન અરિષ્ટનેમિને તલવાર ફેરવતા જોયા. શ્રીકૃષ્ણે, ભ૦ અરિષ્ટનેમિને, શસ્ત્રભંડારમાં આ પ્રમાણે શસ્ત્રપ્રયોગ કરતાં જોયા ન હતા. આજે તેમને શસ્ત્રભંડારમાં અને ખુદ પોતાની જ (શ્રી કૃષ્ણની) તલવારને ફેરવતા જોઇને, શ્રીકૃષ્ણને ખૂબ આશ્ચર્ય થયું. શ્રી કૃષ્ણને આવેલા જાણીને, ભગવાને તલવાર ફેરવવી બંધ કરી દીધી. તલવારને યથાસ્થાને મૂકીને, તેમણે પોતાના મોટાભાઇ મહારાજા શ્રીકૃષ્ણનો ઉચિત આદર કર્યો. શ્રીકૃષ્ણે પણ તેમની કુશળતા પૂછી અને પછી કહેવા લાગ્યા—ભાઈ અરિષ્ટનેમિ! શું હમણા તમે જ ધનુષ્ય ટંકાર્યું હતું અને શંખનાદ કર્યો હતો?

ભગવાન—હા, મેં જ શંખને વગાડીને ધનુષ્યનો ટંકાર કરી જોયો હતો.

કૃષ્ણ—અચાનક ધનુષ્યટંકાર અને શંખનાદ સાંભળીને, અમારા હૃદયમાં, શત્રુની આશંકા આવી ગઈ હતી, પરંતુ તે આશંકા નિર્મૂળ હતી એ જાણીને આનંદ થયો. તે સાથેજ, એ વિચારે વિશેષ

આનંદ થયો કે, મારા હથિયારોનો પ્રયોગ તમે પણ કરી શકો છો. જરા એક વાર ફરીથી મારા હથિયારોનો પ્રયોગ તો કરો, જેથી અમે પણ આપનું કૌશલ્ય જોઇ શકીએ.

શ્રીકૃષ્ણની વાત સાંભળીને ભગવાન જરા ઉત્તેજિત થયા. તેમણે સરળતા તથા નમ્રતાપૂર્વક, પંચજન્ય શંખ, સારંગ ધનુષ્ય, સુદર્શન ચક્ર, કૌમોદકી ગદા અને તલવારનો ઉપયોગ, પહેલાની માફક ફરીથી કરી બતાવ્યો. ભ૦ અરિષ્ટનેમિનું બળ, કૌશલ્ય અને તેમની શસ્ત્રાસ્ત્ર-પ્રયોગ વિધિ જોઈને, સઘળા લોકો આશ્ચર્ય સાથે પ્રસન્ન થયા; પરંતુ શ્રી કૃષ્ણના હૃદયમાં એક ચિંતા ઉત્પન્ન થઇ. શ્રીકૃષ્ણ સમસ્ત યાદવોમાં, પોતાને જ અધિક બલવાન, પરાક્રમી અને શસ્ત્રાસ્ત્રકલા–કુશલ માનતા હતા, તથા બીજા બધા લોકોની દષ્ટિમાં પણ એમજ હતું; પરંતુ આજ, શ્રીકૃષ્ણની સાથે જ, તેમના સાથીઓ પ્રમુખ યાદવોનો પણ એ વિચાર બદલાઈ ગયો. સૌને એવી પ્રતીતિ થઇ ગઇ કે, ભ૦ અરિષ્ટનેમિ જ સઘળા યાદવોમાં અધિક બળવાન, અધિક પરાક્રમી અને શસ્ત્રાસ્ત્ર કલાકુશલ છે. આ વિચાર પરિવર્તને, શ્રીકૃષ્ણના હૃદયમાં એક ગંભીર ચિંતા પેદા કરી. તે વિચારવા લાગ્યા કે, એમ તો ભાઈ અરિષ્ટનેમિ બહુ જ નમ્ર, સરલ અને વિનયવાન છે, છતાં મનુષ્યના ચિત્તની સ્થિતિ સદા એક સરખી રહેતી નથી. જો કોઈ વખત, તેમનામાં રાજ્યલોભનો વિકાર આવ્યો તો મારૂં રાજ્ય લઈ લેવામાં તેને જરાપણ વિલંબ કે પરિશ્રમ પડશે નહિં. સાથે સાથે, અત્યારસુધી સઘળા યાદવો પર મારા બલનો પ્રભાવ છે, પરંતુ આજથી, મારો બહુ પ્રભાવ પણ નહિં રહે. યાદવો, ભાઈ અરિષ્ટનેમિને મારાથી અધિક અથવા અધિક નહિ તો મારા જેટલા બલવાન તો માનવા લાગશે જ. જો કોઈ વખતે, ભાઇ અરિષ્ટનેમિ, મારા વિદ્રોહી બની ઉભા રહે તો અનેક યાદવો પણ તેના પક્ષમાં જતા રહેશે. એટલા માટે તેનું બળ કોઈ દિશામાં લગાડી દેવું એજ ઉચિત છે, જેમાં મારા માટે ભય પણ ન રહે અને તેના બળથી કાંઇક લાભ પણ થાય.

આ પ્રમાણે વિચાર કરી, શ્રીકૃષ્ણે, રાજનીતિ અનુસાર કૃત્રિમ પ્રસન્નતા દેખાડતા, ભ૦ અરિષ્ટનેમિને કહ્યું કે, ભાઈ અરિષ્ટનેમિ, તમે તો શસ્ત્રાસ્ત્ર-પ્રયોગમાં પૂરા નિષ્ણાત છો. તમારી બરોબરી તો હું પણ નથી કરી શકતો. મારા ભાઈને આ રીતે શસ્ત્રાસ્ત્રકુશળ અને બલસંપન્ન જોઈને મને આજે અનહદ આનંદ થયો છે. હું આજ સુધી જાણતો ન હતો કે તમે આવા બલવાન હશો. જો મને તમારા બળ અને શસ્ત્રકૌશલ્યની ખબર હોત તો હું, તમારી મદદથી જંબૂદ્વીપના બાકીના ખંડ પણ જીતીને, અત્યારસુધીમાં કેટલાયે વખતથી આપણા સામ્રાજ્યમાં મેળવી લેત, તથા ત્યાં યદુવંશીઓની વિજયપતાકા ફરકાવી દેત. ખેર ! જે થયું તે થયું, પણ હવે તમે મારી સેના લઈ જાઓ અને વિજયથી બચેલા જંબૂદ્વીપના બાકીના ખંડો પર વિજય પ્રાપ્ત કરો.

ભગવાન—એમ કરવાથી શું થશે ?

શ્રીકૃષ્ણ—સામ્રાજ્યની વૃદ્ધિ.

ભગવાન—સામ્રાજ્યનો એટલો વધારે વિસ્તાર કરીને, તમે શું કરશો ? અત્યારે તમે જે મોટા સામ્રાજ્યના સ્વામી છો, તે શું તમારે માટે પૂરતું નથી ?

શ્રીકૃષ્ણ—રાજાઓને, એનાથી સંતોષ થવો જ ન જોઈએ. તેમણે હમેશાં સામ્રાજ્યવૃદ્ધિનો ઉપાય કરતા જ રહેવું જોઈએ. જગતમાં તેનું જ જીવન સફળ છે કે જે પોતાની ભુજાઓ વડે રાજ્ય, યશ અને વૈભવ પ્રાપ્ત કરે છે.

ભગવાન—પણ એમ કરવાથી, કેટલા નિરપરાધી જીવોની હિંસા થશે ?

શ્રીકૃષ્ણ—આવી બાબતનો વિચાર કરવાથી, સામ્રાજ્યની વૃદ્ધિ તો દૂર રહી, પણ પોતાનું રાજ્ય પણ ગૂમાવી બેસવું પડે છે રાજ્યને માટે, હિંસા-અહિંસાનો વિચાર હાનિપ્રદ છે.

ભગવાન—હું આપના આ કથન સાથે કદાપિ સહમત થઈ શકતો નથી. પોતાની રાજ્યલિપ્સા પૂર્ણ કરવા માટે, બીજાઓને દુઃખમાં નાખવા, બીજાઓની સ્વતંત્રતા લૂંટવી, તેને હું સર્વથા અનુચિત, અન્યાય અને અધર્મ સમજું છું. એટલા માટે હું, આપની આ આજ્ઞા પાળવા માટે અસમર્થ છું. તે માટે આપ મને ક્ષમા કરો.

શ્રીકૃષ્ણ—તો પછી તમે તમારા બળનો શો ઉપયોગ કરશો?

ભગવાન—મળેલું બળ, બીજાઓને કષ્ટ આપવા માટે નથી, પણ તેનો ઉપયોગ, બીજાઓને મદદ કરવા, બીજાઓની રક્ષા કરવા અને બીજાઓને સુખ આપવામાં જ કરવો જોઇએ.

શ્રીકૃષ્ણ—પરન્તુ માત્ર એ જ નીતિનું અવલંબન લેવાથી રાજ્ય કેવી રીતે ચાલી શકે?

ભગવાન—જો આ નીતિથી રાજ્ય ન ચાલી શકે, તો બીજાઓને દુઃખ આપવાથી પણ રાજ્ય ચાલી શકતું નથી. અને કદાચ, બીજાઓને દુઃખ આપવાથી રાજ્ય ચાલી શકતું હોય અને એમ કર્યા વિના ન ચાલી શકતું હોય, તો એવા રાજ્યને ત્યજી દેવું એ જ શ્રેયસ્કર છે. એવું રાજ્ય કદી કલ્યાણકારી થતું નથી, જેને કારણે બીજાઓ પર અન્યાય-અત્યાચાર કરવો પડે.

ભગવાનનો આ જવાબ સાંભળીને, શ્રીકૃષ્ણને પોતાની નીતિની અસફળતાથી ભારે નિરાશા થઈ. તેઓ ભગવાનને વિશેષ કાંઈ કહી શક્યા નહિ. અંતમાં તેમને એમ કહેવું પડયું કે, જો આપની ઇચ્છા દિગ્વિજય અર્થે જવાની ન હોય તો હું તમને બળાત્કારે મોકલવા ઇચ્છતો નથી. એમ કહીને, યાદવો સહિત શ્રીકૃષ્ણ પોતાના મહેલે ગયા અને ભ૦ અરિષ્ટનેમિ પોતાના મહેલે ગયા.

આ ઘટનાને કેટલાક દિવસો વીતી ગયા. એક દિવસે મહારાજા શ્રીકૃષ્ણ તે બાગમાં ગયા કે જ્યાં વ્યાયામાદિ કરવા માટે અખાડો

બનાવેલો હતો અને મુખ્ય મુખ્ય યાદવ–કુમારો પરસ્પર મલ્લયુદ્ધ કરીને, પોતપોતાના બલ અને દાવપેચનો પરિચય આપતા હતા. યાદવકુમારોનું મલ્લયુદ્ધ અને તેમના દાવપેચ જોવા માટે, ત્યાં અનેક મોટા યાદવો પણ હાજર હતા અને અનેક રાણીઓ તેમજ યાદવોની સ્ત્રીઓ પણ હાજર હતી. ભ૦ અરિષ્ટનેમિ પણ ત્યાં હાજર હતા. શ્રીકૃષ્ણ, ભ૦ અરિષ્ટનેમિનું બળ જાણવા માટેનો આ સુંદર પ્રસંગ સમજ્યા. તેમણે વિચાર્યું કે જો અખાડામાં તેમના કરતાં મારૂં બળ વધારે છે એમ સાબીત થશે તો, તેમનો ઉત્સાહ પણ નહિં વધે, અને બીજું, તેમણે કરેલા મારા હથિયારોના પ્રયોગોથી યાદવો પર તેમના બળનો જે પ્રભાવ પડયો છે અને તેને લીધે યાદવો તેમને મારા સમાન અથવા મારાથી વધારે બળવાન માને છે, તેમનો તે પ્રભાવ પણ આથી નષ્ટ થશે.

આ પ્રમાણે વિચાર કરીને, શ્રીકૃષ્ણે ભ૦ અરિષ્ટનેમિને કહ્યું કે, ભાઇ, અરિષ્ટનેમિ! આવો! આપણે બંને અખાડામાં જઇને દાવ ખેલીએ અને એકબીજાનું બળ જોઇએ, જેથી આપણને ખબર પડે કે મારા અને તમારા વચ્ચે કોણ વધારે બળવાન છે?

શ્રીકૃષ્ણનું આ કથન સાંભળીને ભ૦ અરિષ્ટનેમિ કાંઇક ઉત્સુક બન્યા. તેમને શ્રીકૃષ્ણનો આશય સમજવામાં વાર ન લાગી. તેમ છતાં પણ શ્રીકૃષ્ણના કથનના ઉત્તરમાં તેઓ નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા– પૂજ્ય ભાઇ! પોતાના શ્રદ્ધાસ્પદ સાથે આ પ્રમાણે બલપ્રયોગ કરવો ઠીક નથી, કદાચિત્, હું આપનાથી વધારે બલવાન હોઉં, તો પણ આપ મોટા છો એટલે મારે આપની સામે નમ્ર અને નિર્બળ થઇને જ રહેવું જોઇએ. મને પોતાને અધિક બલવાન સિદ્ધ કરવા માટે, મારે આ કામ ન કરવું જોઇએ, જેથી મર્યાદાનું ઉલ્લંઘન થતું હોય.

શ્રીકૃષ્ણ—નહિં, બલપ્રયોગ કરવામાં મર્યાદા–ઉલ્લંઘનનો ભય નથી, તેમ તમે મારી સાથે બલપ્રયોગ કરો તે પણ અનુચિત નથી;

કારણ કે, તમે પોતે પોતાને અધિક બલવાન સાબીત કરવા માટે બલ પ્રયોગ નથી કરતા, પણ મારા કહેવાથી જ બલપ્રયોગ કરો છો. આપણે ક્ષત્રિયો છીએ, આપણને એક બીજાના બલની ખબર પડે એ જરૂરી છે, જેમાં કોઈ વખતે ભ્રમ ન થાય અને જરૂર પડતાં યોગ્ય કાર્યનું ધ્યાન રહે.

ભગવાન—જો આપનું આ કથન બરોબર હોય તો પણ, બળનું માપ કાઢવા માટે મલ્લયુદ્ધ કરવું જરૂરી નથી. બળનું માપ તો મલ્લયુદ્ધ કર્યા વગર પણ નીકળી શકે છે. એક બીજાનો હાથ નમાવવાથી પણ એ જાણી શકાય છે કે કોનામાં વધારે બળ છે!

શ્રીકૃષ્ણ—આ ઉપાય પણ સારો છે. ચાલો, આ ઉપાયથી જ બલાબલનો નિર્ણય કરીએ.

શ્રીકૃષ્ણ અને ભ૦ અરિષ્ટનેમિ અખાડામાં ઉતર્યા. શ્રીકૃષ્ણે અરિષ્ટનેમિને કહ્યું કે, તમે તમારો હાથ લંબાવો, હું તેને નમાવું છું. ભગવાને જવાબ આપ્યો–નહિ, તમે મોટા છો એટલે પહેલા તમે જ તમારો હાથ લંબાવો, હું તેને નમાવું.

શ્રીકૃષ્ણે પોતાનો હાથ લંબાવીને, ભગવાનને કહ્યું–હા, નમાવો. શ્રીકૃષ્ણનું અનુમાન હતું કે, અરિષ્ટનેમિ મારો હાથ નમાવી નહિં શકે, પરંતુ તેમનું અનુમાન ખોટું ઠર્યું. ડાબા પગના અંગુઠા માત્રથી મેરુ પર્વતને હલાવનાર ભગવાન અરિષ્ટનેમિ માટે, શ્રીકૃષ્ણનો હાથ વાળવો, શું મુશ્કેલ હતું? ભગવાને શ્રીકૃષ્ણનો હાથ પકડીને, કોઈ પણ જાતના શ્રમ કે મુશ્કેલી વિના એવી રીતે નમાવી દીધો કે, જેમ મદમસ્ત હાથી પોતાની સૂંઢ વડે પકડીને વાંસને નમાવી દે છે. ભગવાનનું આ પરાક્રમ જોઈને, ત્યાં હાજર રહેલા સઘળા મનુષ્યો વાહ, વાહ અને ધન્ય, ધન્ય બોલવા લાગ્યા. શ્રીકૃષ્ણને પણ ભગવાનનું બળ જોઇને, ભારે આશ્ચર્ય થયું. તેમના હૃદયનો ભય વધી ગયો અને તેમને પોતાના બળ પ્રત્યે કાંઇક નિરાશા પણ થઇ. હવે તેઓ એમ

વિચારવા લાગ્યા કે જો હું પણ અરિષ્ટનેમિનો હાથ નમાવી શકું અને બંને સરખા બલવાળા સાબીત થાય તો પણ ઘણું સારૂં કહેવાય. તેમણે ભ૦ અરિષ્ટનેમિને કહ્યું–તમે તો મારો હાથ નમાવી દીધો, પણ હવે તમે તમારો હાથ પણ લંબાવો. જુઓ, હું પણ તમારો હાથ નમાવી શકું છું કે નહિં ?

ભ૦ અરિષ્ટનેમિએ પોતાનો હાથ લંબાવ્યો. શ્રીકૃષ્ણ ભગવાનનો હાથ નમાવવા લાગ્યા. તેઓ પહેલાં તો પોતાના એકજ હાથ વડે ભગવાનનો હાથ નમાવવા લાગ્યા પરન્તુ જ્યારે તેમના એક હાથે ભગવાનનો હાથ ન નમ્યો ત્યારે તેઓ, બંને હાથ વડે ભગવાનનો હાથ નમાવવા લાગ્યા. તેમણે ભગવાનનો હાથ નમાવવામાં પોતાના સઘળા બળનો ઉપયોગ કર્યો, તેઓ ભગવાનના હાથથી હાલી પણ ગયા, તો પણ ભગવાનનો હાથ વાળી શક્યા નહિં. શ્રીકૃષ્ણને ભગ-વાનનો તે હાથ એવો સુદૃઢ પ્રતીત થયો કે, જાણે વજ્ર-વૃક્ષની શાખા જ હોય; અંતમાં, તેઓ થાકીને, એમ બોલતા બોલતા એક તરફ જઇને ઉભા રહ્યા કે, મારાથી તમારો હાથ વાળી શકાશે નહિ, તમે મારાથી વધારે બળવાન છો.

શ્રીકૃષ્ણના હૃદયમાં ભારે લજ્જા અને ગ્લાનિ થઇ રહી હતી. તેમના હૃદયમાં, ભ૦ અરિષ્ટનેમિ તરફથી સંદેહ તો પહેલેથી જ થઈ ગયો હતો, પરંતુ આ વિચારે તેમને વધારે વ્યથિત કર્યા કે, મેં અરિષ્ટનેમિના બળ સાથે મારા બળનું માપ કાઢ્યું ? આમ કરીને તો મેં, અરિષ્ટનેમિને મારા બળની ખબર પાડી તથા તેમનું સાહસ વધાર્યું. મેં આ મોટી ભૂલ કરી છે.

આ પ્રમાણે પોતાના મનમાં અનેક વિચારો કરતા શ્રીકૃષ્ણ પોતાના મહેલે ગયા અને ભગવાન તથા બીજા બધા યાદવો પોત-પોતાના સ્થાને ગયા.

## ૩

# સ્વીકૃતિ આપ્યા વિના.

દુઃખ અને પાપનું મૂળ, પરિગ્રહ જ છે. પરિગ્રહનો અર્થ, સાંસારિક વસ્તુ (ધન, ભૂમિ, મનુષ્ય આદિ) પરમમત્ત્વ ભાવ હોવો એ છે. જગતની કોઈપણ વસ્તુ પરનો મમત્વ તે જ પરિગ્રહ છે, અને જે પરિગ્રહ છે તે દુઃખ અને પાપનો ઉત્પાદક છે.

જગતના જીવો. પરિગ્રહને સુખરૂપ સમજે છે, પરંતુ પરિગ્રહથી
ન તો કોઇ કદી સુખી થયા છે કે કદી સુખી થઇ શકે છે. પરિગ્રહ
ભલે મળ્યો હોય કે ન મળ્યો હોય, પણ બંનેય દશામાં દુઃખ અને
પાપનું જ કારણ છે. બંનેય દશામાં માંનસિક સંતાપ રહ્યા જ કરે છે.
કોઈપણ સમયે શાંતિ નથી રહેતી, તેમ કોઈ પર વિશ્વાસ પણ રહેતો
નથી; બલ્કે, વિશ્વાસપાત્ર મનાતા પિતા, પુત્ર, ભાઈ, સ્ત્રી, બહેન,
માતા અથવા અન્ય સંબંધી તરફથી પણ ભય તથા સદેહ રહ્યા કરે
છે અને આ કારણે, તેમની હત્યા સુદ્ધાં પણ કરવામાં આવે છે, અથવા
તેમને શક્તિહિન બનાવવાની પ્રવૃત્તિ કરવામાં આવે છે. મળેલા પરિ-
ગ્રહના રક્ષણ અર્થે જ, કંસે પોતાના પિતા ઉગ્રસેનને અને ઔરંગઝેબે
પોતાના પિતા શાહજહાંને કેદખાનામાં નાખ્યા હતા. રાજગૃહિ-નૃપ
કોણિકે પોતાના પિતા મહારાજા શ્રેણિકને પણ આ કારણે જ કેદખા-
નામાં પૂર્યા હતા. દુર્યોધને પણ આ માટે જ પોતાના ભાઇઓ-પાંડવોનો
નાશ કરવાનો ઉપાય કર્યો હતો અને ઔરંગઝેબે પોતાના ભાઈઓને
મારી નાખ્યા હતા. આ પ્રકારે, મળેલો પરિગ્રહ પણ દુઃખ તથા પાપ

કરાવનાર થાય છે, અને જે પરિગ્રહ મળેલો નથી તે મેળવવા માટે પણ દુઃખ સહેવું પડે છે તથા પાપ કરવું પડે છે.

કોણિક અને ચેડા રાજાના સંગ્રામનું કારણ પણ એ જ હતું. મહાભારતનું યુદ્ધ અને યુરોપીય મહાવિગ્રહ પણ એ જ માટે થયો હતો. આ પ્રમાણે જે પરિગ્રહ પ્રાપ્ત થયો નથી તેની પ્રાપ્તિ માટે દુઃખ અને પાપ કરવું પડે છે. વળી જે મળેલો પરિગ્રહ નાશ પામ્યો હોય છે તે પણ દુઃખ અને પ્રતિહિંસાદિ પાપ કરાવતો રહે છે અને જે પરિગ્રહ મળેલો છે તે સાચવવા માટે દુઃખ અને પાપ કરાવતો રહે છે. એ માટે જ વિદ્વાનોએ કહ્યું છે કેઃ—

**अर्थानामर्जने दुःख मर्जितानां च रक्षणे ।**
**प्राये दुःखं व्यये दुःखं धिगर्थाः दुःख संश्रयाः ॥**

પ્રાપ્ત પરિગ્રહ દંભ, અભિમાન અને અનૈતિકતાનું આચરણ પણ કરાવે છે. જગત્‌માં વધારેમાં વધારે પાપ પરિગ્રહીદ્વારા જ થાય છે. હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર આદિ પાપ, પરિગ્રહી જ કરે છે. પરિગ્રહી ભલે ખુલ્લી રીતે કોઈ જીવનો વધ ન કરતો હોય, પણ તે પોતાના આચરણ વડે બીજા જીવોને દુઃખમાં નાખે છે. ભલે તે વાણીથી જૂઠું ન બોલતો હોય, પરંતુ વ્યવહારમાં છળ–કપટ કરે છે. ભલે તે કોઈનું ઘર ન ફાડતો હોય, પરન્તુ બીજાનું સ્વત્વ અવશ્ય હરે છે. ભલે તે પરસ્ત્રી ન ભોગવતો હોય, પરન્તુ બીજાઓના વ્યભિચારનું કારણ બને છે અને બીજાઓને અનૈતિક આચરણ કરવા માટે વિવશ કરે છે. તાત્પર્ય એ, કે સમસ્ત દુઃખ અને પાપનું કારણ પરિગ્રહ જ છે.

ભગવાન અરિષ્ટનેમિને, સ્વપ્નમાં પણ રાજ્યની ઇચ્છા ન હતી. દિગ્વિજયની બાબતમાં તેમણે આપેલા ઉત્તરથી, એ વાત તદ્દન સ્પષ્ટ હતી. આ ઉપરાંત, જો તેમને રાજ્યની ઇચ્છા હોત તો તેઓ પોતાના પરાક્રમથી આખી પૃથ્વીનું રાજ્ય લઈ શકતા હતા, તો પછી પોતાના

ભાઈ કૃષ્ણનું રાજ્ય લઈ લેવાની જરૂર શા માટે હોય? પરંતુ શ્રીકૃષ્ણના વિચારમાં આ વાત ન આવી; એથી તેમના હૃદયમાં, ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે સંદેહ થઈ જ ગયો. પરિગ્રહ હોવાથી, એમ બનવું સ્વાભાવિક છે.

અખાડામાંથી પાછા ફરતા, શ્રીકૃષ્ણ એવા વિચારમાં પડી ગયા કે ભાઈ અરિષ્ટનેમિ તરફથી નિર્ભય બનવા માટે કયો ઉપાય કરવો! જ્યારે તેઓ પોતે કોઈ નિશ્ચય ન કરી શકયા ત્યારે તેઓ પોતાના મોટા ભાઈ બલદેવજી પાસે ગયા અને તેમને કહેવા લાગ્યા—ભાઈ! ભાઈ અરિષ્ટનેમિ મારા કરતાં પણ વધારે બળવાન અને પરાક્રમી છે. તેમણે મારો હાથ કેવી સરળતાથી નમાવી દીધો અને હું કેટલું બળ વાપરવા છતાં પણ તેમનો હાથ નમાવવામાં સમર્થ ન થયો એ બાબત આપે જોઈ છે. તે સાથે જ આપે તેમનું શસ્ત્ર કૌશલ્ય પણ જોયું છે. તેમનું બળ તથા શસ્ત્ર-કૌશલ્ય જોઈને મારા હૃદયમાં એવો ભય પેદા થયો છે કે, કોઈ વખતે તે વિદ્રોહી બનીને મને રાજભ્રષ્ટ તો ન કરી દે! જો તેઓ વિદ્રોહ મચાવે તો આપણામાંથી કોઈની પણ એવી શક્તિ નથી કે જે તેમને પરાજિત કરી શકે. મેં, તેમને એમ કહ્યું કે, તમે મારી સેના લઈને જાવ અને જંબૂદ્વીપના બચેલા ખંડ જીતી આવો. મેં ધાર્યું હતું કે જો તેઓ તેમ કરવાનો સ્વીકાર કરે તો, તેમના તરફનો ભય પણ કાંઈક ઓછો થાય, તેમનું બળ પણ વધવા ન પામે અને સામ્રાજ્યની પણ વૃદ્ધિ થાય, પરંતુ તેમણે મારી આ વાત ન માની. હવે શો ઉપાય કરવો કે જેથી મારો આ ભય ટળે?

શ્રીકૃષ્ણની વાતના ઉત્તરમાં, બલદેવજી હસીને તેમને કહેવા લાગ્યા કે, ભાઈ અરિષ્ટનેમિ તરફથી, તમારે આ જાતનો જરા પણ ભય ન રાખવો જોઈએ. માતા શિવાદેવીએ તેમના ગર્ભ સમયે જે ચૌદ મહાસ્વપ્ન જોયાં હતાં, તેથી સ્પષ્ટ છે કે, ભાઈ અરિષ્ટનેમિ, ત્રિલોકપૂજ્ય ભગવાન તીર્થંકર છે, જે જગત્‌માંથી અધર્મનો નાશ કરાવી,

ધર્મની સ્થાપના કરવા માટે જ ઉત્પન્ન થયા છે. તેમના હૃદયમાં રાજ્યનો કિંચિત્ પણ લોભ હોઇ શકતો નથી.

શ્રીકૃષ્ણ—ભાઇ! આપનું આ કથન તો ઠીક છે, પરંતુ રાજ્ય પ્રત્યે કોનું મન નથી લલચાતું? જો ભાઈ અરિષ્ટનેમિ કોઈ પ્રકારનો ઉપદ્રવ ન કરે તો તો ઘણું સારૂં જ છે, પરંતુ કદાચ તેઓ મારી પાસેથી રાજ્ય લઈ લેવાનો ઉપદ્રવ કરે, તો તે વખતે મારા તથા તમારા માટે તેનો સામનો કરવો સર્વથા અસંભવિત બની જાય. માટે હમણાં જ તે ભયને ટાળવાનો ઉપાય કરવો ઠીક છે.

જવાબમાં બલદેવજીએ કહ્યું—ભાઇ! તમે તો સર્વથા અસંભવ વાતને સંભવ માનીને, તમારા માટે વિના કારણે જ ભય ઉત્પન્ન કરી રહ્યા છો અને પછી તે ટાળવા માટે ચિંતિત રહો છો. જેઓ આ સમસ્ત જગતને જ તૃણવત્ ત્યાગનાર છે, જેઓ રાગદ્વેષ છોડીને, સંસારને પણ એવો ઉપદેશ આપવા માટે જ ઉત્પન્ન થયા છે અને જેમની બાબતમાં અનેક મહાપુરુષો એવી જ ભવિષ્યવાણી કહી ચૂકયા છે, તેમનામાં રાજ્યલોભ કઈ રીતે હોઈ શકે? તેઓ રાજ્યને માટે યુદ્ધ કેમ કરી શકે? અને પોતાના ભાઇઓને કેમ મારી શકે? કદાચિત્ તેમને રાજ્ય કરવાની ઇચ્છા થઇ તો પણ તેઓ તમારા કરતાં વધારે બલવાન અને શસ્ત્રાસ્ત્ર કુશળ હોવાથી, તેમને માટે બીજું રાજ્ય મેળવવું એ શું કઠિન છે? જો તેમને રાજ્ય કરવું જ હોત તો તેઓ, તમે જે દિગ્વિજય કરવા જવાની આજ્ઞા કરી તેનો અસ્વીકાર શા માટે કરત? મહાપુરુષોએ કહેલી ભવિષ્યવાણીથી અને તેમના વ્યવહારથી, સ્પષ્ટ છે કે, તેમનામાં તમારા આ ન્હાના રાજ્યનો તો શું, પરંતુ અખિલ જગત્ના રાજ્યનો પણ લોભ નથી. તમે તેમના તરફથી ખાલી ભયભીત બની રહ્યા છો. તમે તમારામાંથી આ સંદેહ કાઢી નાખો અને નિઃશંક રાજ્યકાર્ય કરો.

બળદેવજીએ શ્રીકૃષ્ણને આ રીતે સમજાવીને, સંતોષ આપ્યો.

બળદેવજીના સમજાવવાથી, શ્રીકૃષ્ણનો સંદેહ દૂર થયો. તેઓ સંતુષ્ટ બનીને પોતાના મહેલે પાછા ફર્યા.

આ વાતને કેટલાક દિવસો વહી ગયા. બીજી તરફ મહારાજા સમુદ્રવિજય અને મહારાણી શિવાદેવી ભગવાનને વિવાહ કરવાની મંજુરી દેવા માટે વારંવાર આગ્રહ કરતા હતા, છતાં ભગવાન તેમના આગ્રહનો હમેશાં ઈન્કાર કરતા હતા. ભગવાન દ્વારા સ્વીકૃતિ મેળવવામાં પોતાને અસફળ તેમજ ભગવાનનો વિવાહ જોવાની પોતાની ઇચ્છાને અપૂર્ણ જોઈ, ભગવાનના માતા–પિતાએ આ બાબતમાં શ્રીકૃષ્ણની મદદ લેવાનું ઉચિત માન્યું. તેમણે વિચાર્યું કે, અમારા કહેવાથી તો અરિષ્ટનેમિ વિવાહ કરવાનો સ્વીકાર કરતા નથી, તેથી હવે શ્રીકૃષ્ણ મારફત તેમને સમજાવવા સિવાય બીજો માર્ગ જ શો છે ? સંભવ છે કે, પોતાના મોટાભાઈ, સમસ્ત યાદવોના સ્વામી તથા દ્વારકાના મહારાજા શ્રીકૃષ્ણના સમજાવવાથી અરિષ્ટનેમિ માની જાય અને વિવાહ કરવાનો સ્વીકાર કરે. આ પ્રમાણે વિચાર કરી, એક દિવસે તેમણે શ્રીકૃષ્ણને કહ્યું–વત્સ ! તમારા નાના ભાઈ અરિષ્ટનેમિ હવે પૂર્ણ યુવક બની ગયા છે, છતાં પણ હજુ સુધી અવિવાહિત જ છે. આટલી ઉંમર સુધી અવિવાહિત રહેવાથી કોણ જાણે લોકો તેમના વિષે શું શું અનુમાન કરતા હશે ! સાથે જ, ત્રણ ખંડના માલીકના ભાઈ આટલી ઉંમર સુધી અવિવાહિત રહે, એ પણ એક વિચારણીય બાબત છે. અમે અમારા તરફથી તો અરિષ્ટનેમિને વિવાહ કરવા માટે અનેકવાર આગ્રહ કર્યો, પરંતુ તેમણે અમારા આગ્રહનો હજુસુધી સ્વીકાર કર્યો નથી. સંભવ છે કે, તે આપનો આગ્રહ તરછોડી નહિં શકે અને વિવાહ કરવાનો સ્વીકાર કરે. એટલા માટે આ બાબતમાં તમે પ્રયત્ન કરો તો સારૂં.

બંનેનું કથન સાંભળીને, શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, જો કે ભાઈ અરિષ્ટનેમિની બાબતમાં, ભાઇ બલદેવજીએ કાંઇ બીજું જ કહ્યું છે,

છતાં વૃદ્ધ કાકા અને કાકીની ઇચ્છા પૂરી કરવાનો ઉપાય કરવો, તે પણ મારૂં કર્તવ્ય છે. આગળ તો જે થવાનું હશે તે થશે જ.

આ પ્રમાણે વિચાર કરી, શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા-ખરી રીતે આપનું કથન ઠીક છે. ભાઇ અરિષ્ટનેમિનું હવે અવિવાહિત રહેવું એ કોઇપણ દષ્ટિએ ઠીક નથી. અત્યાર સુધી આ તરફ ન તો મારૂં પોતાનું ધ્યાન ગયું હતું તેમ આપે પણ મારૂં ધ્યાન તે તરફ ખેચ્યું પણ ન હતું; નહિ તો અરિષ્ટનેમિનો વિવાહ અત્યાર સુધીમાં ક્યારનોયે થઇ ગયો હોત. હવે આપે મને આ કાર્ય સોંપ્યું છે તો હું તે પૂરૂં કરવા માટે પૂરી રીતે પ્રયત્ન કરીશ અને મને વિશ્વાસ છે કે, મારો પ્રયત્ન સફળ થશે.

મહારાજા સમુદ્રવિજય અને મહારાણી શિવાદેવીને વિશ્વાસ આપીને, શ્રીકૃષ્ણ પોતાના અંતઃપુરમાં આવ્યા. તેઓ એમ વિચારવા લાગ્યા કે, એવો કયો ઉપાય કરૂં કે જેથી ભાઇ અરિષ્ટનેમિ વિવાહ કરવાનો સ્વીકાર કરે! આ બાબતના વિચારમાં તેઓ એટલા તલ્લીન બની ગયા હતા કે, પાસે કોણ આવે છે અથવા કોણ શું કહે છે તે તરફ તેમનું લેશ પણ ધ્યાન ન હતું.

શ્રીકૃષ્ણને ગંભીર વિચારસાગરમાં નિમગ્ન દેખીને, સત્યભામા તેમને પૂછવા લાગી-પ્રભો! આપ હમેશાં અહિંયા પ્રસન્ન મુખે જ પધારો છો, તમારી સાથે કોઇ પ્રકારની ચિંતા લાવતા નથી, પરંતુ આજે તો આપ, કોઈ મહાન્ વિચારમાં ડૂબેલા જણાઓ છો. કોઈ સાથે બોલતા પણ નથી. શું આપ મને જણાવવાની કૃપા કરશો કે આજ આપ કયા વિચારમાં પડી ગયા છો?

સત્યભામાનું કથન સાંભળીને, શ્રીકૃષ્ણે વિચાર્યું કે, ભાઇ અરિ-ષ્ટનેમિદ્વારા વિવાહ કરવાની સ્વીકૃતિ મેળવવામાં જો સ્ત્રીઓ પ્રયત્ન કરે તો સફળતાની થોડી ઘણી આશા બંધાય. એટલે આ કાર્યનો

ભાર સત્યભામા વગેરે પર નાખી દેવો ઉચિત છે. આ પ્રમાણે વિચાર કરીને, સત્યભામાના કથનના જવાબમાં શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે, હું જે બાબત પર વિચાર કરી રહ્યો છું તે બાબત એક દષ્ટિએ તો બહુ જ સાધારણ છે, છતાં બીજી દષ્ટિએ ઘણી જ મહત્ત્વપૂર્ણ છે. હું ભાઈ અરિષ્ટનેમિના લગ્ન બાબતમાં વિચાર કરી રહ્યો છું. એમ તો આ કાંઈ વિચારણીય બાબત પણ નથી, છતાં બીજી રીતે વિચાર કરતાં, બાબત બહુ ગંભીર છે. ભાઈ અરિષ્ટનેમિ હવે પૂર્ણ યુવક બની ગયા છે. તેમની ઉંમરના કોઇપણ યાદવકુમાર અવિવાહિત નથી, છતાં તે અવિવાહિત છે. મારો ભાઈ અરિષ્ટનેમિ આટલી ઉમર સુધી અવિવાહિત રહે, એ મારા માટે વિશેષ શરમની બાબત છે. હું આજે એ જ બાબતમાં વિચાર કરી રહ્યો છું.

સત્યભામા—સ્વામિન્ ! તેમાં ચિંતા અથવા વિચાર કરવા જેવી શી બાબત છે? તેમની સાથે લગ્ન કરવા માટે અનેક રાજકન્યાઓ આકર્ષિત હશે.

કૃષ્ણ—હા, એ તો બરાબર છે, પરંતુ મુશ્કેલીની બાબત તો એ જ છે કે, ભાઈ અરિષ્ટનેમિ જ વિવાહ કરવાનો સ્વીકાર કરતા નથી. જો તેઓ વિવાહ કરવાનો સ્વીકાર કરી લેતા, તો તો વિચારવાની બાબત જ શી હતી ? કાકાશ્રી વગેરેએ ભાઇ અરિષ્ટનેમિ પાસે વિવાહનો સ્વીકાર કરાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ સફળતા ન મળી. તમે તો આ વિષે બીલકુલ નિશ્ચિંત જ જણાઓ છો. જો નિશ્ચિંત ન હોત અને પ્રયત્ન કરતા હોત, તો ભાઈ અરિષ્ટનેમિ પાસે વિવાહની સ્વીકૃતિ મેળવવી એ કોઇ અસંભવિત બાબત ન હતી.

સત્યભામા—આવા કામમાં આપની આજ્ઞા વગર અમે કોઈ જાતનો પ્રયત્ન શી રીતે કરી શકીએ ?

કૃષ્ણ—એમાં આજ્ઞાની કોઈ જરૂરત ન હતી.

સત્યભામા—તો ઠીક છે, હવે અમે પણ દિયરજી પાસેથી વિવાહ કરવાની મંજુરી શીઘ્ર મેળવી લઈશું. હા, થોડોક પ્રયત્ન જરૂર કરવો પડશે, પરંતુ કાર્ય અસાધ્ય નથી. આ બાબતમાં પ્રયત્ન કરવા માટે આ જ દિવસો બરાબર છે. આવાં કાર્યો વસંતઋતુમાં બહુ સરળતાથી થાય છે. આપ, રૈવતગિરિ ઉપર વસંતોત્સવ ઉજવવાની તૈયારીઓ કરાવો તથા દિયરજી અને મુખ્ય મુખ્ય યુવાન–યાદવો સહિત આપ પણ ત્યાં પધારજો. અમે બધી સ્ત્રીઓ, ત્યાં જ દિયરજીને વિવાહ કરવા માટે પ્રસન્ન કરી લઈશું.

સત્યભામાની વાત સાંભળીને, કૃષ્ણને ખૂબ આનંદ થયો. તેમણે બીજેજ દિવસે રૈવતગિરિ ઉપર વસંતોત્સવ ઉજવવાની તૈયારીઓ કરાવી. વસંતોત્સવ ઉજવવાની સઘળી સામગ્રી, રૈવતગિરિ પર મોકલી દેવામાં આવી. પોતપોતાની પત્નીઓ સહિત શ્રીકૃષ્ણ, બલદેવ આદિ મુખ્ય રાજપુરુષો અને સરખી ઉંમરવાળા યાદવો, રથમાં બેસીને રૈવ-તગિરિ તરફ ચાલ્યા. શ્રીકૃષ્ણે, ભ૦ અરિષ્ટનેમિને પણ રૈવતગિરિ પર આવવાનો આગ્રહ કર્યો. ભ૦ અરિષ્ટનેમિ શ્રીકૃષ્ણનો આગ્રહ નામંજુર કરી શક્યા નહીં અને તેઓ પણ રથમાં બેસીને ચાલ્યા.

રસ્તામાં, સત્યભામા પ્રમુખ શ્રીકૃષ્ણની રાણીઓ તથા બીજી સ્ત્રીઓ ઋતુને અનુકૂલ ગીત ગાતી જતી હતી. વચમાં વચમાં, કોઈ ને કોઈ પ્રસંગ કાઢીને તેઓ, ભ૦ અરિષ્ટનેમિને લક્ષ્ય બનાવીને, વ્યંગભરી વાતો પણ કરતી જતી હતી. કોઇ તો વાતનો પ્રારંભ કરતી હતી, કોઇ અનુમોદન આપતી હતી, કોઈ સમર્થન કરતી હતી, અને પછી સઘળી સ્ત્રીઓ ભગવાન તરફ જોઈને હસતી હતી. તેમનાં આ કાર્યોનું કારણ, ભગવાન સારી રીતે જાણતા હતા, છતાં પણ તેઓ ચૂપચાપ તે બધીયે સ્ત્રીઓની વ્યંગાત્મક વાતો સાંભળતા જતા હતા અને પોતાના હૃદયમાં, મોહની વિચિત્રતા પર વિચાર કરતા જતા હતા.

રેવતિગિરી પર પહોંચીને, સઘળાં સ્ત્રી–પુરુષો વસંતોત્સવ ઉજવવા લાગ્યા. કોઇ પત્નીએ, નવવિકસિત સુગંધિત પુષ્પોની માળા બનાવીને, પોતાના પતિને પહેરાવી અને કોઇ પતિએ પોતાની પત્નીને પહેરાવી. કોઇએ કોમળ આમ્રમંજરી પતિને ભેટ કરી અને કોઇએ પત્નીને ભેટ કરી કેટલીક સ્ત્રીઓ મધુર સ્વરે વસંતઋતુને અનુકૂળ ગીત ગાતી હતી, કેટલીક વાજિંત્ર વગાડતી હતી અને કેટલીક ટોળે ટોળાં મળી નૃત્ય કરતી હતી. પુરુષો પણ પરસ્પર વિનોદ કરતા, સ્ત્રીઓની ક્રીડાને જોઈ આનંદ પામતા હતા અને પોતે પણ ક્રીડામાં ભાગ લેતા હતા.

આ પ્રમાણે સઘળાં સ્ત્રી–પુરુષો, લાંબા સમય સુધી વસંતોત્સવ ઉજવતા રહ્યા. વચ્ચે વચ્ચે કૃષ્ણની રાણીઓ, ભ૦ અરિષ્ટનેમિને માર્ગની જેમ વ્યંગ ભરી વાતો સંભળાવી દેતી હતી, અને કોઈ કોઈ વાર તેમની ચારે બાજુ ઉભી રહીને, આપસ આપસમાં અનેક પ્રકારની એવી વાતો કરતી હતી કે જે સાંભળીને, ભ૦ અરિષ્ટનેમિના હૃદયમાં વિવાહ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય. સાથે સાથે તેઓ ભગવાનને એમ પણ પૂછતી જતી હતી કે, દિયરજી ! આવતા વસંતોત્સવ વખતે તો તમે પણ પત્ની સહિત જ હશો ને ? પરંતુ ભગવાન, તેમના આ જાતના પ્રશ્નનો કાંઈ ઉત્તર આપતા ન હતા. તેઓ એ પ્રકારે નિશ્ચળ હતા કે જે પ્રકારે સાધારણ પવન લાગવાથી, મંદરાચલ પર્વત વિચલિત થતો નથી, પણ નિશ્ચળ જ રહે છે. એમ તો કામવિકારથી સાંસારિક પ્રાણીઓ વ્યથિત બની જાય છે, પરંતુ તેઓ જ વ્યથિત બને છે કે જેઓનામાં કામવિકારનો થોડો પણ અંશ બાકી હોય, જેઓ પોતાનામાંથી, કામવિકારને પૂર્ણ રીતે દૂર કરી શકયા ન હોય.

જે મહાપુરુષોના હૃદયમાં કિંચિત્ પણ કામવિકાર બાકી રહ્યો નથી, તેમની પાસે કામોત્પાદક સઘળી ચેષ્ટાઓ વ્યર્થ છે. ભગવાન

અરિષ્ટનેમિમાં, કામવિકારનો થોડો પણ અંશ બાકી ન હતો, આ કારણે, તેમના સન્મુખ કરવામાં આવેલી સઘળી ચેષ્ટાઓ નિષ્ફળ હતી. તે ચેષ્ટા, વૃદ્ધિ કરે તો કોની ? જો મૂળ જ નથી તો વૃદ્ધિ શેની થાય ? એટલા માટે કૃષ્ણની રાણીઓદ્વારા ઘણી ઘણી ચેષ્ટાઓ કરવામાં આવ્યાં છતાં, ભગવાનને વિવાહ કરવાની ઇચ્છા ન થઈ. તેઓ તો સ્વાભાવિક આનંદ સાથે એવો વિચાર કરી રહ્યા હતા કે, મોહ વિકળ પ્રાણીઓ કેવાં કેવાં કાર્યો કરે છે!

પોતાના સઘળા પ્રયત્નો નિષ્ફળ થયેલા જાણીને, કૃષ્ણની રાણીઓને ભારે નિરાશા થઇ. અંતમાં, તે સઘળી રાણીઓએ મળીને, ભગવાનને ઘેરી લીધા, અને ભગવાનને કહેવા લાગી–દિયરજી! આજે તમારા સઘળા ભાઇઓ તો પોતપોતાની પત્નીઓ સાથે છે. કોઈ ને એક પત્ની છે, કોઈ ને અનેક પત્નીઓ છે, પરન્તુ આપ પત્ની વગરના જ છો એ દેખીને અમને ઘણું દુઃખ થયું. પુરુષની શોભા, સ્ત્રી વગર નથી. જે સંસાર વ્યવહારથી અલગ છે તેમની વાત ન્યારી છે, પરંતુ જેણે ગૃહસંસાર છોડયો નથી, તે પુરુષને વધારે નહિ, તો એક પત્ની હોવી જરૂરની જ છે. આજે, જો તમે પણ પત્ની સહિત હોત તો તમને પણ આનંદ આવત અને અમે પણ ખુશી થાત. એટલા માટે અમારી ઇચ્છા છે કે હવે તમે જલ્દી લગ્ન કરી નાખો. તમે અત્યાર સુધી અવિવાહિત હોવાથી, લોકો તમારા વિષે તેમજ યદુકુળ વિષે કોણ જાણે કેવીયે વાતો કરતા હશે! એ સઘળાનો પરિહાર કરવા માટે પણ, તમે વધુ નહિ તો એક લગ્ન તો અવશ્ય કરો. સ્વાભાવિક છે કે તમને તમારા વડિલજનો પ્રત્યે તમારો વિવાહ કરવાનો વિચાર પ્રકટ કરવામાં સંકોચ થતો હોય, એટલા માટે તમે અમને જ સ્વીકૃતિ આપો. અમે તમારા લગ્નનો સઘળો પ્રબંધ કરાવી દેશું અને તમારા માટે એવી સુંદર પત્ની શોધી આપશું કે જેવી સુંદર પત્ની આપના, સરખી ઉંમરના યાદવોમાંથી કોઇને પણ મળી ન હોય.

આ પ્રમાણે તે બધી સ્ત્રીઓ, ભગવાનને વારંવાર કહેવા લાગી, છતાં ભગવાન પર, તેમનાં કથનનો કોઈ અનુકૂળ પ્રભાવ ન પડયો. ભગવાનના વિચારોમાં જરાપણ પરિવર્તન ન થયું. ભગવાનને આ પ્રમાણે દૃઢ જોઈને પણ, તે સ્ત્રીઓએ પ્રયત્ન ન છોડયો. તેઓ ભગવાનને બરાબર આગ્રહ કરતી જ રહી. તેમનો હદ ઉપરાંત આગ્રહ જોઇને મોહની શક્તિનો વિચાર કરતા થકા, ભગવાન ઉત્તેજિત બન્યા. ભગવાનને ઉત્તેજિત થયેલા જાણીને, કૃષ્ણની રાણીયો બોલવા લાગીઃ— બસ, બસ, કાર્ય સફળ થઇ ગયું; દિયરજીએ અમારો આગ્રહ માનીને, વિવાહ કરવાનો સ્વીકાર કરી લીધો.

કૃષ્ણની રાણીઓએ, સૌની આગળ એ પ્રસિદ્ધ કરી દીધું કે, દિયર અરિષ્ટનેમિએ વિવાહ કરવાનો સ્વીકાર કર્યો છે. તેઓએ કૃષ્ણ પાસે આવીને તેમને પણ એ જ કહ્યું કે, અમે દિયરજી પાસે વિવાહનો સ્વીકાર કરાવી આવ્યા. હવે આપ વિવાહ કરી નાખો. કૃષ્ણ, પોતાની રાણીઓની આ વાત સાંભળીને ખૂબ પ્રસન્ન થયા. બળદેવ પ્રમુખ બીજા યાદવો પણ આ સમાચાર જાણીને ઘણા આનંદિત બન્યા.

સમસ્ત યાદવો અને યાદવનારીઓ સહિત, શ્રીકૃષ્ણ રૈવતગિરિથી દ્વારકામાં આવ્યા. તેમણે વસુદેવ, દેવકી, સમુદ્રવિજય, શિવાદેવી વગેરેને પણ સમાચાર સંભળાવ્યા કે, ભાઈ અરિષ્ટનેમિએ વિવાહ કરવાનો સ્વીકાર કર્યો છે. એ બધાંને પણ આ શુભ સમાચાર સાંભળીને બહુ જ આનંદ થયો.

## ૪

# સગાઇ

**સાં**સારિક સ્વાર્થને આધીન બનેલો મનુષ્ય બધું કરી શકે છે. તે નીચમાં નીચ કામ કરતાં અચકાતો નથી. નીતિ અને ધર્મને તરછોડી દે છે. સત્ય તથા ન્યાયને દૂર ફેંકી દે છે અને સહિષ્ણુતા તેમજ સહૃદયતાનું ગળું દાબી દે છે. સ્વાર્થને માટે મનુષ્ય હિંસા, જૂઠ, ચોરી વગેરે મહાન પાપ કરવામાં પણ સંકોચ નથી કરતો. તે નિર્દોષ પશુપંખીઓને મારી નાખે છે, નિરપરાધી મનુષ્યોની કતલ કરે છે, તે એટલે સુધી કે, પોતાના સગાંસંબંધીઓને પણ મૃત્યુના મુખમાં હડસેલી દે છે; અને એ બધું કરે છે કેવળ સ્વાર્થને માટે. ઘણા માણસો તો સ્વાર્થનાશને કારણે આત્મહત્યા પણ કરે છે, તો પછી બીજાં પાપોની તો ગણત્રી જ શી ?

ભ૦ અરિષ્ટનેમિએ શંખ વગાડવા વગેરેનું જે કાર્ય કર્યું હતું તે, હિંસાના નાશનું અને અહિંસા-પ્રચારના પ્રસંગને નોતરવા માટેનું હતું. કોઈનું રાજ્ય છીનવી લેવા, કોઈને દુઃખમાં નાખવા અથવા કોઈથી પોતાને વધારે બળવાન સિદ્ધ કરવા માટે ન હતું; છતાં પણ શ્રીકૃષ્ણને એવો સંદેહ થયો કે, તેઓ કદાચ મારું રાજ્ય તો ન લઈ લે ! આ કારણે કૃષ્ણને સ્વાર્થરક્ષાની ચિંતા થઈ. આ ચિંતાથી મુક્ત બનવા માટે તેને પોતાની રાણીઓની સહાયતા લેવી પડી. પોતાના પતિને ચિંતામુક્ત કરવા માટે, શ્રીકૃષ્ણની રાણીઓએ પણ ભ૦ અરિષ્ટનેમિ પાસેથી વિવાહ કરવાની મંજુરી મેળવી લેવા માટે

ખુબ પ્રયત્ન કર્યો, પરન્તુ જ્યારે તેઓને સફળતા ન મળી ત્યારે તેઓએ, ભગવાન ઉત્તજિત બનતાં જ, સાચી ખોટી એવી વાત ફેલાવી દીધી કે, શ્રી અરિષ્ટનેમિએ લગ્ન કરવાનો સ્વીકાર કર્યો છે.

જો કે, 'અરિષ્ટનેમિએ લગ્ન કરવાનો સ્વીકાર કર્યો છે' એ તદ્દન ખોટું જ જાહેર કરવામાં આવ્યું હતું, છતાં મહાપુરુષો ખોટામાંથી સારૂં જ તત્ત્વ તારવે છે. તે પ્રમાણે શ્રીકૃષ્ણની રાણીયોએ એવી ખોટી ખબર ફેલાવવા છતાં પણ, ભ૦ અરિષ્ટનેમિ મૌન જ રહ્યા અને તેમની આ ખોટી જાહેરાતનો ખુલ્લો વિરોધ ન કર્યો. તેઓ તો વિચારતા હતા કે, આ જે બધું થઈ રહ્યું છે તે મારા ઉદ્દેશની સિદ્ધિમાં સહાયક જ થશે.

રેવતગિરિથી પાછા ફરીને શ્રીકૃષ્ણ વાસુદેવ મહારાજા સમુદ્રવિજય અને મહારાણી શિવાદેવી પાસે ગયા. તેમણે મહારાજા સમુદ્રવિજય અને મહારાણી શિવાદેવીને કહ્યું કે, આપે મારા પર જે કાર્યભાર મૂકયો હતો તે આપના આશીર્વાદથી સફળ થયેલ છે અને ભાઈ અરિષ્ટનેમિએ લગ્ન કરવાનો સ્વીકાર કર્યો છે. હવે તેમને અનુરૂપ યોગ્ય કન્યા શોધીને, જલ્દી તેમનો વિવાહ કરી નાખવો ઉચિત છે. વિલંબ કરવાથી સંભવ છે કે કદાચ ભાઈ અરિષ્ટનેમિનો વિચાર બદલાઇ જાય અને મંજુરી મેળવવામાં કરેલો પ્રયત્ન નિષ્ફળ જાય.

શ્રીકૃષ્ણનું કથન સાંભળીને, મહારાણી શિવાદેવી અને મહારાજા સમુદ્રવિજય ઘણા પ્રસન્ન થયા. તેઓ આનંદિત બનીને 'અમારો લાંબા વખતનો મનોરથ પૂરો થશે અને અમે પુત્ર અરિષ્ટનેમિનો વિવાહોત્સવ જોઇને, અમારી આંખોને સફળ કરીશું' વગેરે સુંદર ભવિષ્યની કલ્પના કરવા લાગ્યા. પછી પ્રસન્નતાનો આવેગ ઓછો થતાં, તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે, વત્સ ! તમારા જેવા ધુરંધર નીતિજ્ઞ અને કાર્યકુશળ વ્યક્તિને માટે કોઈ પણ કાર્ય કઠિન નથી. અરિષ્ટનેમિ પાસેથી

વિવાહ કરવાની મંજુરી મેળવીને તમે અમારી સૂકાતી આશા-લતાને નવપલ્લવિત બનાવી છે. અમે તમને કોટીશઃ આશીર્વાદ આપીએ છીએ; છતાં વિવાહ કરવાની મંજુરી મેળવવા માત્રથી જ તમે તમને કૃપા કરી કૃતકૃત્ય ન માનશો. એમ ન સમજશો કે મારા પર જે ભાર હતો તે ઉતરી ગયો. તમારી જવાબદારી તો ત્યારેજ પૂર્ણ થાય કે જ્યારે અરિષ્ટનેમિનું લગ્ન થઇ જાય. યોગ્ય કન્યા શોધીને, અરિષ્ટનેમિનું લગ્ન કરવાનો ભાર પણ તમારા પર જ છે. તમે હોવા છતાં, આ કાર્યનો ભાર બીજાના ઉપર નાખવો, તદ્દન અનુચિત છે; એટલે જે રીતે તમે અરિષ્ટનેમિ પાસે લગ્ન કરવાની મંજુરી મેળવવાનું કાર્ય કર્યું છે તેજ રીતે યોગ્ય કન્યા સાથે અરિષ્ટનેમિનું લગ્ન પણ કરો. અરિષ્ટનેમિના લગ્નનો ભાર અમારા પર કે બીજા કોઇના પર ન નાખો.

મહારાજા સમુદ્રવિજય અને મહારાણી શિવાદેવીનું કથન સાંભળીને, શ્રીકૃષ્ણે હસીને કહ્યું:—તમારી આજ્ઞાનું પાલન કરવા માટે હું સદૈવ તૈયાર છું. હું આપની આ આજ્ઞાનું પણ પાલન કરીશ. એમ કહીને અને બંનેના આશીર્વાદ મેળવીને, શ્રીકૃષ્ણ પોતાના મહેલે આવ્યા.

હવે તેઓ અરિષ્ટનેમિને યોગ્ય કન્યાનો વિચાર કરવા લાગ્યા. આ માટે તેમણે પોતાના કુટુંબના મુખ્ય મુખ્ય સ્ત્રી-પુરુષોની એક સભા કરી અને તે સભા સન્મુખ આ વિષય વિચારણાર્થે મૂકયો કે, અરિષ્ટનેમિનો વિવાહ કઇ કન્યા સાથે કરવો ? શ્રીકૃષ્ણની પટરાણી સત્યભામા પણ તે સભામાં હાજર હતી. સત્યભામા કહેવા લાગી કે, દિયરજીને સર્વથા યોગ્ય કન્યા હું બતાવું, પણ મને એ વિચાર થાય છે કે, આ કન્યા બતાવવામાં તમે મારો કોઇ સ્વાર્થ માની બેસશો તો નહિ ને ?

શ્રીકૃષ્ણ—એમ માનવાનું કોઇ કારણ નથી. દરેક માણસ ખાસ કરીને પોતાના પક્ષના માણસોને જ ઓળખે છે, તે બીજાઓને શી રીતે ઓળખે ? આ રીતે કોઈ પણ કન્યા કોઈ બતાવશે તો પણ તે કોઇ ને કોઈ રીતે, બતાવનારના પક્ષની જ હશે. જો બધા માણસો તમારી માફક આવો વિચાર કરે તો કોઇ પણ વ્યક્તિ અરિષ્ટનેમિને યોગ્ય કન્યા ન બતાવી શકે; એટલા માટે એ વિચાર છોડો અને કઇ કન્યા છે તે બતાવો. જો કન્યા યોગ્ય હશે તો તો તમારો સ્વાર્થ હોવા છતાં પણ તેમાં કાંઈ ખોટું નથી, અને જો કન્યા જ યોગ્ય ન હોય તો તમારો સ્વાર્થ હોવા છતાં પણ તે કાંઇ કામની નથી.

સત્યભામા—મારા માનવા પ્રમાણે, મારી બહેન રાજેમતી દિયરજીને યોગ્ય છે.

સત્યભામાની વાતનું, મહારાણી શિવાદેવી, દેવકી વગેરેએ પણ સમર્થન કર્યું. સઘળી સ્ત્રીઓ એમ કહેવા લાગી કે, બરાબર રાજેમતી બધી રીતે અરિષ્ટનેમિની પત્ની બનવા માટે યોગ્ય છે. તે અપ્રતિમ સુંદર પણ છે અને ગુણલક્ષણ સંપન્ન પણ છે. તેની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે.

શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, પહેલા તો રાજેમતી, આ બધાના કહેવા પ્રમાણે, દરેક રીતે અરિષ્ટનેમિને યોગ્ય છે જ. બીજું, રાજેમતી, માતા દેવકીની બહેન હોવાથી મારી માસી થાય છે; અને સત્યભામાની બહેન હોવાથી, મારી સાળી થાય છે. તે, માતા તથા પત્ની એ બંને તરફથી મારા સંબંધમાં છે જ, વળી ત્રીજો સંબંધ બંધુ-પત્નીનો થશે. આ ત્રણે સંબંધોને કારણે, રાજેમતીના હૃદયમાં કોઇ પણ સમયે મારી વિરુદ્ધ વિચાર થશે નહિં, અને જો રાજેમતીના હૃદયમાં મારી વિરુદ્ધ વિચાર ન આવે તો તે, અરિષ્ટનેમિના હૃદયમાં પણ મને અનુકૂળ-એવાજ ભાવ ભરશે, વિરુદ્ધ ભાવ ઉત્પન્ન જ થવા દેશે નહિં. આ પ્રમાણે અરિષ્ટનેમિ તરફથી મારી વિરુદ્ધ વિદ્રોહ

કરવાની શંકા જ નથી રહેતી. એટલે અરિષ્ટનેમિનો વિવાહ રાજેમતી સાથે થાય તેમાં બધી રીતે સારૂં જ છે.

આ પ્રમાણે વિચાર કરીને, શ્રીકૃષ્ણે, ત્યાં હાજર રહેલા બીજા બધા માણુસોની પણ, સત્યભામાના કથન અને દેવકી, શિવાદેવી વગેરેના સમર્થન બાબતમાં સમ્મતિ લીધી. સૌએ સત્યભામાનો પ્રસ્તાવ અને આ સંબંધ ઉચિત માન્યો. કોઇએ જરાપણ વિરોધ ન કર્યો, શ્રી કૃષ્ણ તો, સત્યભામાની વાત સાંભળીને જ, ભ૦ અરિષ્ટનેમિનો વિવાહ રાજેમતી સાથે કરવાનો નિર્ણય કરી ચૂકયા હતા, એટલે સૌને સત્યભામાની દરખાસ્તને સહમત થયેલા જાણી, તેઓ આનંદ પામ્યા. તેમણે વિચાર્યું કે, જો કે અમારા ઘરમાં તો અરિષ્ટનેમિનો વિવાહ રાજેમતી સાથે કરવામાં સૌ એકમત છે, પરન્તુ રાજેમતી સાથે અરિષ્ટનેમિનો વિવાહ કરવો તે તો આપણા હાથની વાત નથી. જ્યાંસુધી રાજેમતી અને તેનાં માતા-પિતા પણ આ વિચાર સાથે સહમત ન થાય ત્યાં સુધી, હું જે કાંઈ વિચારી રહ્યો છું તે પણ વ્યર્થ છે, અને આ બધાની સમ્મતિ પણ વ્યર્થ છે. જો કે એવું કોઈ કારણ દેખાતું નથી કે જેથી રાજેમતી, અરિષ્ટનેમિની પત્ની બનવાનો સ્વીકાર ન કરે, અથવા રાજેમતીના માતા-પિતા, પોતાની પુત્રીનો વિવાહ અરિષ્ટનેમિ સાથે કરવાનું ઉચિત ન માને; છતાં પણ આ કામ બીજાને ભરોંસે છોડવું એ ઠીક નથી. જો કોઈ બીજી વ્યક્તિને ઉગ્રસેન પાસે મોકલું અને ઉગ્રસેન આ દરખાસ્તનો અસ્વીકાર કરે, તો પછી આ બાબત ગમે તેટલું કરતાં ન સુધરે. આવી સ્થિતિમાં, ઉગ્રસેન પાસે હું પોતે જાઉં તે જ ઠીક છે. ઉગ્રસેન, મારા સસરા છે અને મેં કરેલા ઉપકારોથી તે દબાયલા છે. એટલે, મેં મૂકેલા પ્રસ્તાવનો તેઓ કદી અનાદર કરશે નહિ, અને હું પોતે જ જઇશ તો રાજેમતીને પણ અરિષ્ટનેમિની પત્ની બનવા માટે સહમત કરી લઇશ.

એમ દીર્ઘ વિચાર કરીને, કૃષ્ણ, ત્યાં હાજર રહેલા સઘળા

માણુસોને તેમજ ખાસ કરીને મહારાજા સમુદ્રવિજય તથા મહારાણી શિવાદેવીને કહેવા લાગ્યા કે, ભાઇ અરિષ્ટનેમિના વિવાહ માટે હવે વિલંબ કરવો ઠીક નથી. આ કાર્યમાં જેટલી ઉતાવળ થાય તેટલી સારી છે; છતાં રાજેમતીની યાચના કરવા માટે, ઉગ્રસેનને ત્યાં કોઈ બીજી વ્યક્તિ જાય અને ઉગ્રસેન તથા રાજેમતી કોઇ બીજો જ જવાબ આપે તો સ્વાભાવિક રીતે વિલંબ થાય. એટલા માટે હું એ ઠીક માનું છું કે ઉગ્રસેનને ત્યાં કોઈ બીજાને મોકલવાને બદલે હું જાતે જ જાઉં. મારા પ્રિય ભાઇને માટે, હું યાચક બનીને ઉગ્રસેનને ત્યાં જાઉં તેમાં કોઈ પ્રકારનું ખોટું નથી; અને જ્યારે હું પોતે યાચક બનીને જઈશ ત્યારે ઉગ્રસેનને મારી યાચના પૂરી કરવી જ પડશે. જો ઉગ્રસેન અથવા રાજેમતી આ બાબતમાં કોઈ વાત ઉપાડશે તો હું તેનું સમાધાન પણ કરી શકીશ.

નીતિજ્ઞ કૃષ્ણની વાતનો કોણ અસ્વીકાર કરે ? સૌએ તેમના આ કથનનું પણ સમર્થન કર્યું. પોતાની વાત સાથે સૌને સહમત થયેલા જોઇ, શ્રીકૃષ્ણ ઘણાજ પ્રસન્ન થયા અને સભા વિસર્જન થઇ.

શ્રીકૃષ્ણ, ઉગ્રસેનને ત્યાં પહોંચ્યા. મહારાજા ઉગ્રસેન, પોતાના જમાઇ અને ત્રણ ખંડના સ્વામી કૃષ્ણને અચાનક પોતાને ત્યાં આવેલા દેખી, ઘણા જ પ્રસન્ન થયા. તેમણે કૃષ્ણનો ભારે સ્વાગત-સત્કાર કર્યો. કૃષ્ણે પણ તેમનું ઉચિત અભિવાદન કર્યું. કુશળ પ્રશ્નો પૂછાયા પછી, કૃષ્ણ, ઉગ્રસેનના અંતઃપુરમાં પોતાની સાસુને મળવા માટે ગયા. પોતાની સાસુને મળીને શ્રીકૃષ્ણે ખૂબ પ્રસન્નતા દાખવી. તેઓ ઉગ્રસેનના અંતઃપુરમાં ખાસ કરીને રાજેમતીને જોવા માટે જ ગયા હતા. તેમનો આ હેતુ પૂરો થવામાં વાર ન લાગી. રાજેમતીએ જ્યારે એમ સાંભળ્યું કે, શ્રીકૃષ્ણ આવ્યા છે અને માતા પાસે બેઠા છે ત્યારે તે પણ પોતાની માતા પાસે, શ્રીકૃષ્ણને મળવા માટે આવી. તેણે શ્રીકૃષ્ણને વંદન કર્યું અને શ્રીકૃષ્ણે તેને આશીર્વાદ આપ્યો. રાજેમતીને દેખીને

શ્રીકૃષ્ણ ઘણા પ્રસન્ન થયા. તેઓ પોતાના મનમાં કહેવા લાગ્યા કે, ખરી રીતે આ સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમા અરિષ્ટનેમિની પત્ની બનવા માટે સર્વથા યોગ્ય છે. મેં આજ સુધીમાં માનવી રૂપમાં આવી સરળતાના દર્શન કર્યાં ન હતા. રાજેમતીને જોવાથી આ અપૂર્ણતા ટળી ગઈ.

કૃષ્ણ થોડીકવાર સુધી પોતાની સાસુ પાસે બેસી વાતો કરતા હતા તે દરમ્યાન તેમણે તેટલી જ વારમાં રાજેમતીની નમ્રતા, સરળતા અને વ્યવહાર-કુશળતા આદિ બાબતો જાણી લીધી. પછી ત્યાંથી ઊઠીને, તેઓ ઉગ્રસેન પાસે આવ્યા. શ્રીકૃષ્ણને ઉંચા આસને બેસાડીને, ઉગ્રસેન નમ્રતાપૂર્વક તેમને કહેવા લાગ્યા કે—આજે મારૂં અહોભાગ્ય છે કે, આપ મારે ત્યાં પધાર્યા. આપે અહિં પધારવાની તકલીફ ઉઠાવીને, મારૂં ગૌરવ વધાર્યું છે. સેવકને ત્યાં સ્વામીનું આગમન અત્યંત મંગળદાતા હોય છે. જો મારા યોગ્ય એવી કોઈ સેવા હોય તો ખુશીથી ફરમાવો. હું આપની થોડીક પણ સેવા જો કરી શકું તો હું મને પોતાને બહુ જ ભાગ્યશાળી માનીશ.

ઉગ્રસેનનું કથન સાંભળીને, શ્રીકૃષ્ણે, આ અવસર પોતાના પ્રયોજનની વાતચિત છેડવા માટે યોગ્ય માન્યો. તેમણે ઉગ્રસેનના કથનના જવાબમાં કહ્યું કે, હું આપને ત્યાં યાચક બનીને આવ્યો છું. મને વિશ્વાસ છે કે આપ મારી યાચના અવશ્ય પૂરી કરશો.

ઉગ્રસેન—એ તો મારે માટે વિશેષ સૌભાગ્યની વાત છે કે, ત્રણ ખંડના સ્વામી મારી સામે યાચક બને અને હું દાતા બનું. તમે મારી પાસે શું માગવા ઇચ્છો છો? આપ જે કાંઈ માગવા ઇચ્છતા હો તે નિઃસંકોચ માગો. જો કદાચ આપ મારૂં સર્વસ્વ અને તે એટલે સુધી કે, મારો પ્રાણ માગશો તોપણ હું તે આપવા માટે તૈયાર છું. આપ યાચક બનીને આવો અને હું આપને નિરાશ બનાવીને પાછા કાઢું તે કદાપિ સંભવિત નથી. આપના જેવા યાચક ફરી ક્યારે મળે? કહો આપ કઈ વસ્તુની યાચના કરવા ઇચ્છો છો?

કૃષ્ણ—આપના શુભ આશીર્વાદથી, મારે ત્યાં વસ્તુઓની તો કમી નથી, જો કમી છે તો માત્ર એક માનવી (સ્ત્રી) ની, અને તે કમી જ્યાં સુધી આપ દાતા ન બનો ત્યાં સુધી પૂરી થઇ શકતી નથી.

ઉગ્રસેન—આપને ત્યાં સ્ત્રીઓની કમી! આપ આ શું કહી રહ્યા છો?

કૃષ્ણ—હું મારા માટે નહિં, પરન્તુ મારા નાના ભાઈ અરિષ્ટનેમિને માટે, તમારી પાસે રાજેમતીની માગણી કરું છું.

કૃષ્ણની વાત સાંભળીને, ઉગ્રસેન અત્યંત પ્રસન્ન થયા. તેમના રોમ રોમ વિકસિત થઈ ઉઠયા. તેમની પ્રસન્નતા, તેમની આકૃતિ પર ઝળકવા લાગી. ચતુર કૃષ્ણને, ઉગ્રસેનની પ્રસન્નતા જાણીને, પોતાનો ઉદ્દેશ પૂરો થયેલો સમજવામાં જરાપણ વાર ન લાગી.

પ્રસન્નતાને દબાવી, ઉગ્રસેન કૃષ્ણને કહેવા લાગ્યા કે યાદવરાજ! આપે કેવળ મારું ગૌરવ વધારવા માટે જ, મારી પાસે રાજેમતીની માગણી કરી છે, અને આપ પોતે યાચક બનીને આવ્યા છો; અને તે પણ ચરમશરીરી ભગવાન અરિષ્ટનેમિને માટે. સાચે જ તમે મારા પર મહાન્ ઉપકાર કર્યો છે. રાજેમતીને કારણે, મને જે સન્માનને પાત્ર બનાવવામાં આવ્યો છે, તેનું વર્ણન થઈ શકે તેમ નથી. ભ૦ અરિષ્ટનેમિને માટે, આપ રાજેમતીની માગણી કરો અને હું તેનો અસ્વીકાર કરું એ કેમ સંભવિત હોય? આવો સુયોગ ખોવાની કોણ મૂર્ખતા કરે? હું તો ઘણા વખતથી ભ૦ અરિષ્ટનેમિ સાથે રાજેમતીનો વિવાહ કરવાની વાત વિચારી રહ્યો હતો, પરંતુ મેં સાંભળ્યું હતું કે ભ૦ અરિષ્ટનેમિ વિવાહ કરવાનો સ્વીકાર જ નથી કરતા. એ જ કારણે, મેં મારો વિચાર પૂરો કરવાનો પ્રયત્ન કર્યો ન હતો; પરંતુ સદ્ભાગ્યે, મને આ દુર્લભ સુયોગ આપવા માટે, આપે પોતે પધારવાની કૃપા કરી છે. જો કે આપની આ ઇચ્છા આ જ સમયે

પૂરી કરવામાં મારે કિંચિત્ પણ સંકોચ ન કરવો જોઈએ; પરંતુ કુટુંબી જનોની અને ખાસ કરીને રાજેમતીની સમ્મતિ લીધા વિના આમ કરી નાખવું એ ઠીક નથી. કુટુંબીજન અથવા અન્ય સંબંધીજનોની સંમતિની તો કદાચ હું ઉપેક્ષા પણ કરું, પરંતુ રાજેમતીની સમ્મતિ લેવી તો જરૂરની જ છે. રાજેમતીની ઇચ્છા જાણ્યા વિના, આપની દરખાસ્ત માની લેવી એમાં રાજેમતીને ઘોર અન્યાય કરવા સમાન છે. ગમે તેવું સુંદર ઘર-વર હોય, છતાં પણ કન્યાની ઇચ્છા તો જાણવી જ જોઈએ. મને પૂર્ણ વિશ્વાસ છે કે, રાજેમતીનો વિવાહ ભ. અરિષ્ટનેમિ સાથે કરવામાં કુટુંબના સઘળા મનુષ્યો સહમત થશે જ અને રાજેમતી પણ ભ૦ અરિષ્ટનેમિની પત્ની બનવામાં પ્રસન્નતા તથા સદ્ભાગ્ય જ માનશે; છતાં હું, તેની સ્પષ્ટ સમ્મતિ જાણ્યા પહેલાં, આપને કોઈ ચોક્કસ જવાબ આપી શકું નહિ. આપ થોડી વાર બેસો, હું સૌની સમ્મતિ જાણી ચોક્કસ જવાબ આપું છું.

કૃષ્ણ—આપનું કથન બરાબર છે. આવા કામમાં કુટુંબીજનોની સંમતિ લેવી આવશ્યક છે, અને કન્યાની સંમતિ લેવાની તો ખાસ આવશ્યકતા છે. **કન્યાની સંમતિ લીધા વિના, કોઈ પુરુષની સાથે તેનો વિવાહ કરવો, એ કન્યાની હત્યા કરવા બરોબર છે.** ઉતાવળ કરવાની કશી જરૂરત નથી. તમે સૌની સંમતિ લઈને ઉત્તર આપો. કન્યાની ઇચ્છા વિરુદ્ધ તેનો વિવાહ કરવો, કરાવવો એ મહાન પાપ છે. આ પાપથી બચવામાં જ કલ્યાણ છે.

ઉગ્રસેન—એક બીજી વાત છે. સૌની સંમતિ મળ્યા પછી પણ હું આપની યાચના ત્યારે જ પૂરી કરી શકું કે જ્યારે તમે મારા પર એક બીજી કૃપા કરો તો!

કૃષ્ણ—તે કઈ વાત?

ઉગ્રસેન—જે રીતે આપ બીજી કન્યાઓને તમારે ત્યાં બોલાવીને, તેની સાથે લગ્ન કરો છો તે રીતે હું રાજેમતીને ન આપી

શકું, પરંતુ જ્યારે ભ૦ અરિષ્ટનેમિ મારે ત્યાં જાન જોડીને આવશે અને હું તેમની સાથે રાજેમતીને પરણાવું ત્યારે જ રાજેમતી મારે ત્યાંથી તમારે ત્યાં આવશે.

કૃષ્ણ—એમ કરવામાં તમે શો લાભ જુઓ છો ?

ઉગ્રસેન—હું ઇચ્છું છું કે, આપ તો મારે ત્યાં યાચક બનીને જ આવ્યા છો, ભ૦ અરિષ્ટનેમિ પણ મારે ત્યાં યાચક બનીને આવે અને હું તેમને કન્યાદાન આપું. આ સિવાય, રાજેમતી મારી સૌથી નાની કન્યા છે. મને તેના પ્રત્યે ખૂબ જ સ્નેહ છે. હું તેનો વિવાહ ધામધૂમપૂર્વક કરવા ઇચ્છું છું. અને વરને મારે ત્યાં બોલાવી, તેમના હાથમાં રાજેમતીનો હાથ સોંપવા ઇચ્છું છું. એટલા માટે આપને એવી પ્રાર્થના કરું છું કે, જેવી રીતે આપે રાજેમતીની યાચના કરીને મને ગૌરવાન્વિત કર્યો છે તેવી જ રીતે મારી આ પ્રાર્થના પણ સ્વીકારશો.

કૃષ્ણ—આપની આ વાત માનવામાં મને શી હરકત છે ? હું આપની આ વાત આનંદપૂર્વક સ્વીકારીશ. હું તો ઇચ્છતો જ હતો કે કોઈ એવો દાતા મળે કે જે પોતાને ઘેર બોલાવી કન્યાદાન આપે; પરંતુ ખબર નથી પડતી કે કોઈ કેમ એ રીતે બોલાવતા નહિં હોય ! સંભવ છે કે, લોકો, મારો વિશાળ પરિવાર દેખીને, અને તેનું સ્વાગત કરવામાં પોતાને અસમર્થ માનીને જ, અમને કોઈ પોતાના ઘેર બોલાવતા નહિં હોય ! આનંદની વાત છે કે આપે આ સાહસ કર્યું.

ઉગ્રસેન—આપને ધન્ય છે. આપની કૃપાથી કઇ બાબતની ઇચ્છા અપૂર્ણ રહે ?

કૃષ્ણ—એ આપની ઉદારતા છે, કે આપ મારે માટે આ પ્રમાણે કહો છો.

કૃષ્ણને બેસાડી, ઉગ્રસેન પોતાના અંતઃપુરમાં આવ્યા. તેમણે પોતાની રાણી, પોતાના કુટુંબીઓ અને સ્નેહીઓને પોતાની પાસે બોલાવ્યા.

બધા આવી ગયા પછી, ઉગ્રસેને, કૃષ્ણે કહેલી ભ૦ અરિષ્ટનેમિ માટે રાજેમતીની યાચનાની વાત સૌને કહી સંભળાવી અને સૌને આ બાબતમાં પોતપોતાની સમ્મતિ જાહેર કરવાનું કહ્યું. ઉગ્રસેનદ્વારા શ્રીકૃષ્ણના આગમનનો હેતુ સાંભળીને, સઘળા આનંદ પામ્યા. સૌ કહેવા લાગ્યા કે, આવો અનુપમ સુઅવસર સફળ કરવાનો વિરોધ કયો અભાગી કરે ? રાજેમતી મહાભાગ્યવાન્ છે, એથી જ તેની માગણી કરવા ખુદ ત્રણ ખંડના સ્વામી પધાર્યા છે અને તેને ભગવાન તીર્થંકરની અર્ધાંગના બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.

કૃષ્ણની માગણી સત્કારવામાં અને રાજેમતીનો વિવાહ ભ૦ અરિષ્ટનેમિ સાથે થાય તેમાં સૌ સહર્ષ સમ્મત છે એ જાણ્યા પછી, ઉગ્રસેને પોતાની એ શરત પણ સૌને કહી સંભળાવી કે જે તેમણે શ્રીકૃષ્ણની માગણી સ્વીકારવા બાબતમાં મૂકી હતી; તે સાથે તેમણે એમ પણ જણાવ્યું કે, શ્રીકૃષ્ણે મારી આ શરત મંજુર કરીને જાન સાથે ભ૦ અરિષ્ટનેમિને અહિં લઈ આવવાનો સ્વીકાર કર્યો છે. ઉગ્રસેનની આ વાત સાંભળીને, સૌએ ઉગ્રસેનની બુદ્ધિમત્તાની પ્રશંસા કરી અને તેને ધન્યવાદ આપ્યો.

સઘળા શાન્ત થયા પછી, ઉગ્રસેન ફરી કહેવા લાગ્યા કે, આપણે બધા તો એકમત થયા, પરંતુ માત્ર મારા અને તમારા વિચારોથી જ બધું થઈ શકતું નથી. મારી અને તમારી સઘળી આશાઓ ત્યારે જ પૂરી થાય કે જ્યારે રાજેમતી પણ ભ૦ અરિષ્ટનેમિ સાથે લગ્ન કરવાનું કબુલ કરે.

રાજેમતીની માતા—આવા મહાપુરુષની પત્ની બનવાના સૌભાગ્યને તરછોડવાની મૂર્ખતા રાજેમતી કદાપિ કરે નહિં. તેને સહમત કરવાનો ભાર હું મારા ઉપર લઉં છું.

ઉગ્રસેન—એ તો ઠીક છે, પરંતુ રાજેમતીને સહમત કરવાનો ભાર તમે લ્યો છો તે આધારે તેની સંમતિ જાણ્યા પહેલા જ તેનો

વિવાહ-સંબંધ સ્વીકારી લેવો તે તો અનુચિત અને અન્યાય ગણાય. રાજેમતીની સ્વીકૃતિ મળ્યા પછી જ, વિવાહ સંબંધ સ્વીકારવો જોઇએ.

રાણી—આપનું કથન ન્યાયસંગત છે. આપ થોડીવાર બેસો, હું હમણાજ રાજેમતીની સમ્મતિ જાણી લઉં છું.

એમ કહીને રાજેમતીની માતા, રાજેમતીના ભવનમાં ગઇ. માતાને પોતાના મહેલમાં અચાનક આવેલા જોઈ, રાજેમતીને કાંઇક આશ્ચર્ય થયું. તેણે માતાને વંદન કર્યું, અને કહેવા લાગી–માતા! આજે તમે અચાનક આવ્યા તેથી તેમજ આપની પ્રસન્નતાથી જણાય છે કે, તમે કોઈ ખાસ કારણે જ આવ્યા છો.

માતા—રાજેમતી! આજ હું એક શુભ કાર્ય માટે તારી સંમતિ તેમજ સ્વીકૃતિ લેવા આવી છું.

રાજેમતી—હું તો મને તેને યોગ્ય સમજતી નથી. હું આપને કોઇપણ બાબતમાં સંમતિ કે સ્વીકૃતિ આપવા માટે બીલકુલ યોગ્ય નથી.

માતા—તારી આ વાત હૃદયને આલ્હાદિત કર્યા વગર રહેતી નથી. એક સુપુત્રીમાં પોતાના માતા-પિતા પ્રત્યે આદરનો જે ભાવ હોવો જોઇએ તે તારામાં સારી રીતે ભરેલો છે. તું અમારી આજ્ઞાનું કદીપણ ઉલ્લંઘન નહિં કરે એવો વિશ્વાસ છે, છતાં પણ જે બાબતમાં તારી સ્વીકૃતિ જરૂરની છે, તેમાં તો તારી સ્વીકૃતિ લેવી જ જોઈએ.

રાજેમતી—એવી કઇ બાબત છે કે જેને માટે મારી સ્વીકૃતિ લેવી જરૂરી છે?

માતા—એ બાબત વિવાહની: આ બાબતમાં તારી સ્વીકૃતિ ન લેવી તે અન્યાય છે, એટલા માટે મહારાજાએ મને તારી પાસે મોકલી

છે. દ્વારકાધીશ શ્રીકૃષ્ણ પોતાના ન્હાના ભાઈ અરિષ્ટનેમિને માટે તારી યાચના કરવા માટે આવ્યા છે; પરંતુ તારી ઈચ્છા વિના તેમની યાચના કેમ સ્વીકારી લેવાય? જો કે મહારાજાએ તેમની માગણી પર એવો પ્રતિબંધ મૂકયો છે કે, ભ૦ અરિષ્ટનેમિએ જાન સાથે મારે ઘેર પધારવું પડશે અને અહિં જ તેમની સાથે રાજેમતીનું લગ્ન કરીશ; છતાં પણ એ પ્રતિબંધ પણ તારી સ્વીકૃતિને આધીન જ રાખેલો છે. એટલે આ બાબતમાં તું તારી સંમતિ જણાવ. તારે એવો વિચાર લાવવાની જરાપણ જરૂર નથી કે, તારા પિતાએ જે પ્રતિબંધ મૂકયો છે તે પરથી તેમની ઇચ્છા, તારો વિવાહ અરિષ્ટનેમિ સાથે કરવાનો જણાય છે; એટલે તારે પણ, તારા પિતાની ઇચ્છા પ્રમાણે અરિષ્ટનેમિ સાથે વિવાહ કરવાનો સ્વીકાર કરી લેવો જોઇએ. તું દરેક બાબત ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કર. વિવાહ તારો થશે. સુખદુ:ખ તારે ભોગવવું પડશે, એટલા માટે તારી સંમતિ દર્શાવવામાં કોઇ પ્રકારનો સંકોચ કરીશ નહિં.

માતાની વાત સાંભળીને, રાજેમતી ખૂબ આનંદ પામી. તેની આંખો સામે એ મોહની આકૃતિ આવી ઉભી કે જે તેણે કોઇ સમયે દેખી હતી અને જે સ્મૃતિમાં હતી. અરિષ્ટનેમિ પ્રતિ પ્રેમનો તે અંકુર વિકસિત થયો, જે કોઈ સમયે ઉત્પન્ન થયો હતો અને તેનાં હ્રદયમાં સૂક્ષ્મ રૂપે વિદ્યમાન હતો. તે લજ્જાના ભાવથી નમી ગઈ અને માતાના પ્રશ્નનો કોઈ જવાબ ન આપી શકી. પોતાની આંખો નીચી કરીને રાજેમતી, પોતાના મનમાં અનેક સંકલ્પ-વિકલ્પ કરવા લાગી. તેનાં હ્રદયમાં આનંદના તરંગોએ ઉથલ પાથલ મચાવી દીધી. તે, માનસિક આનંદ સાગરમાં એવાં ગોથાં ખાવા લાગી કે સામે કોણ છે તેનું તેને ઘડીભર ભાન ન રહ્યું.

રાજેમતીની આકૃતિ પરથી તો તેની માતા સમજી ગઈ કે, રાજેમતી પોતાનો વિવાહ અરિષ્ટનેમિ સાથે થાય તેમાં ખુશી છે; તો

પણ રાજેમતીની સ્પષ્ટ સ્વીકૃતિ લેવી જરૂરની છે, એમ માની તેણે રાજેમતીને કહ્યું:-પુત્રી! શું તું હજુ સુધી આ બાબતમાં વિચાર કરી શકી નહિ? જો તારો વિચાર હમણા અપૂર્ણ હોય તો હું ફરીથી આવું. મહારાજા મારી રાહ જોઈને બેઠા છે એટલે મારે જલ્દી જવું જરૂરી છે.

રાજેમતી—માતા! આ બાબતમાં મારે વિચાર જ શો કરવાનો છે? તમે કોઇપણ પુરુષ સાથે મને મોકલી દો, તેમાં આપની આજ્ઞા માનવાનું મારૂં કર્તવ્ય છે; છતાં તમે તો મને એક એવા પુરુષની સહચારિણી બનાવો છો કે જેના સમાન જગત્માં બીજો કોઈ પુરુષ છે જ નહિ; અને જેઓ મારા હૃદયમાં પહેલેથી જ યત્કિંચિત્ સ્થાન કરી ચૂક્યા છે. આપની એ ઉદારતા છે કે, તમે એવાં મહાપુરુષ સાથે મને સોંપવા ઇચ્છો છો; છતાં પણ મારી સ્વીકૃતિ માંગો છો? સર્વથા ઉચિત કાર્ય કરવા છતાં પણ તમે મને, મારા અધિકારના ઉપયોગથી વંચિત નથી રાખતા, અને એ પણ વિશ્વાસ છે, કે મારી સ્વીકૃતિ ન મળતાં, આ અત્યુત્તમ કાર્યને પણ ન કરો, તમારા જેવી માતા માટે એ ઉચિત પણ છે. તમે માતૃ-કર્તવ્યને રૂડી રીતે જાણો છો તથા તેનું પાલન કરો છો.

માતા—હા, તો સ્પષ્ટ કહે કે તને ભ૦ અરિષ્ટનેમિની પત્ની બનવાનું મંજુર છે કે નહિં?

રાજેમતી—માતા, એ તો હું પહેલેથી જ સ્પષ્ટ કરી ચૂકી છું. હું એવા મહાપુરુષને પોતાના પતિ બનાવવાનો અસ્વીકાર કેમ કરૂં? હું બ્રહ્મચર્યના ઉચ્ચ ધ્યેય પર અવશ્ય પહોંચવા ઈચ્છું છું, છતાં કોઇ પુરુષની સહાયતાથી. એવો પુરુષ ભગવાન અરિષ્ટનેમિ સિવાય બીજો કોણ હોઈ શકે? હું તો તમારી મારફત દ્વારકાનાથની યાચના સ્વીકારી લેવામાં જ કલ્યાણ સમજું છું.

રાજેમતીની મંજુરી મેળવીને, રાજેમતીની માતા અત્યંત ખુશી

થઈ. તે રાજેમતીની પ્રશંસા કરવા લાગી અને કહેવા લાગી-પુત્રી! તુ બહુ જ વિચારશીલ છે. તારા હિતાહિતને તું સારી રીતે જાણે છે. તને ધન્ય છે કે તું ત્રિલોકીનાથ ભગવાન તીર્થંકરની ધર્મપત્ની બનીશ, તે સાથે જ જેની કુક્ષીએ તું ઉત્પન્ન થઇ છે તે હું પણ ધન્ય છું.

રાજેમતીની માતા, મહારાજા ઉગ્રસેન પાસે આવી. તેણે મહારાજા ઉગ્રસેનને તે સઘળી વાતચીત કહી સંભળાવી, જે તેની તથા રાજેમતીની વચ્ચે થઈ હતી. રાજેમતીનો ભ૦ અરિષ્ટનેમિ સાથે વિવાહ થાય તેમાં તે ખુશી છે અને તેણે સમ્મતિ પણ આપી છે એ જાણીને ઉગ્રસેન ખૂબ આનંદ પામ્યા.

અંતઃપુરથી પાછા ફરીને, ઉગ્રસેન હર્ષપૂર્વક કૃષ્ણને કહેવા લાગ્યાઃ—દ્વારકાધીશ! આપની માગણી બાબતમાં મેં સૌની સમ્મતિ જાણી લીધી. સૌની સમ્મતિ સર્વથા અનુકૂલ છે એટલા માટે હું આપની માગણી સ્વીકારૂં છું, પરંતુ આપ મારી એ વાત ન ભૂલતા કે જે મેં, ભ૦ અરિષ્ટનેમિને જાન લઈ ને અહિં પધારવાની બાબતમાં કહી હતી.

શ્રીકૃષ્ણ—નહિં, નહિં, હું જે બાબતનો તમારી સામે એકવાર સ્વીકાર કરી ચૂકયો છું તેને કેમ ભૂલું? તમે મારી માગણીનો અસ્વીકાર ન કર્યો અને મને નિરાશ થઈને જવા ન દીધો, તે માટે હું તમારો ઘણો અભાર માનું છું.

ઉગ્રસેન—તે આપની મહાનતા છે, જે આપ મારા માટે આમ કહી રહ્યા છો.

શ્રીકૃષ્ણ—ઠીક, આ વાત તો થઇ, પણ હવે તમે કૃપા કરી એ બતાવો કે, જાન સાથે ભાઈ અરિષ્ટનેમિ અહિંયા કયા ચોક્કસ દિવસે અને કયા ચોક્કસ સમયે આવે, અથવા જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે ચાલ્યા આવે?

ઉગ્રસેન—લગ્નનો અમુક દિવસ તો નક્કી કરવો જ જોઇએ, અને તે જ દિવસે જાન આવે તે ઠીક કહેવાય.

શ્રીકૃષ્ણ—હા, એજ હું તો કહું છું. અમુક દિવસ મુકરર કર્યા વિના, સગવડતા નથી થતી. એટલા માટે તે દિવસ પણ હમણા જ નક્કી થાય તો સારૂં.

ઉગ્રસેન—આપે બરાબર કહ્યું. શુભ કામમાં બીન જરૂરી વિલંબ પણ શા કામનો ? હું હમણા જ જ્યોતિષી વગેરેની સમ્મતિથી વિવાહનો ચોક્કસ દિવસ નક્કી કરી લઉં છું.

શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહીને, ઉગ્રસેને જ્યોતિષીઓને બોલાવ્યા, અને તેમની તથા કુટુંબીજનોની સમ્મતિથી, રાજેમતી અને અરિષ્ટનેમિના લગ્નની તીથી શ્રાવણ શુદિ ૬ ની નક્કી કરવામાં આવી. શ્રીકૃષ્ણે પણ નક્કી કરેલી વિવાહતીથીને ઉચિત જણાવીને, તેનો સ્વીકાર કર્યો. અને આ બધું પતી ગયા પછી, તેઓ પ્રસન્નતાપૂર્વક પોતાના મહેલમાં પાછા ફર્યા.



## ૫

## જાન

મહાપુરુષ પ્રત્યેક કાર્ય ઉચિત અને સરળ રીતિએ જ કરે છે. તેઓ જે આદર્શ સ્થાપવા ઇચ્છે છે, તેને માટે પહેલાં ક્ષેત્ર તૈયાર કરે છે, જનતાને પોતાના તરફ આકર્ષિત કરે છે અને પછી તે આદર્શની મહાનતા બતાવીને, તેને જનતા સન્મુખ મૂકે છે. આ પ્રમાણે તેઓ, ક્રમે ક્રમે કામ કરે છે. ઉતાવળે, પોતાની વિશેષ શક્તિનો પ્રયોગ નથી કરતા. જો તેઓ કોઇ કામ પોતાની વિશેષ શક્તિ વડે કરે, તો સાધારણ જનતા માટે, તે આદર્શ રૂપ પણ ન બને. અન્યથા તે કાર્ય અસાધારણ શક્તિવાળા માટે કરવા યોગ્ય મનાય છે; એટલાજ માટે મહાપુરુષો, પોતાનામાં અસાધારણ શક્તિ હોવા છતાં પણ જનતાની સામે રાખવામાં આવતું આદર્શ–કાર્ય, સાધારણ પુરુષની માફક જ કરે છે. હા, તેઓ તે આદર્શ–કાર્યની પાછળ, ત્યાગ અને તપની શક્તિ અવશ્ય જોડી દે છે. સાચી વાત તો એ છે કે, જે કાર્યની પાછળ ત્યાગ અને તપની શક્તિ નથી, તે સારામાં સારૂં હોવા છતાં પણ જનતા પર પ્રભાવ પડતો નથી. તે કાર્ય પોતે પોતાને જનતા સન્મુખ આદર્શ સાબીત નથી કરી શકતું. એટલાજ માટે, કોઇ પણ આદર્શ કાર્યના પ્રવર્તક, તે આદર્શ કાર્ય પાછળ, વધારેમાં વધારે તપ અને ત્યાગની શક્તિ ખર્ચે છે. તેઓ, પોતાની મારફત કરવામાં આવનાર આદર્શ કાર્યને માટે, પોતાનું સર્વસ્વ સુધ્ધાં છોડી દે છે, પોતાના શરીરનો પણ મમત્વ છોડી દે છે; તે એટલે સુધી કે, તે પર પોતાના પ્રાણનું પણ બલિદાન આપે છે. એમ કર્યા વગર, તે કાર્ય તરફ જનતાનું પણ આકર્ષણ થતું નથી, તેમ તે કાર્યની મહત્તા

પણ સિદ્ધ થતી નથી, અને જનતા તે કાર્યને આદર્શરૂપ માની અપનાવતી પણ નથી.

દ્વારકામાં વસ્યા પછી, યાદવો શ્રીકૃષ્ણના અનુશાસનમાં રહીને, દિન પ્રતિદિન ઉન્નતિની ટોચે પહોંચ્યા હતા. તેમનો ગૌરવ–સૂર્ય મધ્યાન્હે તપી રહ્યો હતો. જન, ધન, યશ, વૈભવ આદિ કોઈ પણ બાબતમાં, તેમની બરોબરી કરનાર કોઇ ન હતું, છતાં ઉન્નતિમાંથી અવનતિ અને અવનતિમાંથી ઉન્નતિ એ તો જગતનો સ્વાભાવિક નિયમ છે. જે અતિશય વધે છે તે પડે પણ છે અને જ્યારે પડવા લાગે છે ત્યારે પડયે જ જાય છે. જગતના આ નિયમથી યાદવો પણ શી રીતે બચી શકે ? તેમનામાં પણ, અવનતિનું કારણ ઘર કરી ચૂકયું હતું. યાદવોનો મોટો ભાગ જુગાર રમવો, માંસ ખાવું, દારૂ પીવો અને પરદારાગમનમાં જ પોતાનું જીવન સાર્થક માનવા લાગ્યો હતો. આ દુર્વ્યસનોમાં તેઓ વધારે ને વધારે ફસાયા જતા હતા. વિવાહાદિ અવસરો પર તો એ દુર્વ્યસન અતિશય વધી જતું હતું. આવા પ્રસંગોએ હજારો અને લાખો પશુ–પક્ષીયોનો નિર્દયતાપૂર્વક સંહાર કરી નાખતા હતા. જો કે શ્રીકૃષ્ણ પોતાના કુટુંબમાંથી, આ દુર્વ્યસનોને કાઢી, તેમને અવનત તથા નષ્ટ થતાં બચાવવા ઇચ્છતા હતા, પરંતુ તેઓ એમ કરવામાં અસમર્થ રહ્યા. તેમની રાજસત્તા, પોતાના કુટુંબી જનોમાંથી નાશકારક દુર્વ્યસનો પૂર્ણ રૂપે ન કાઢી શકી.

જગત્નો એ પણ નિયમ છે કે, તત્કાલીન મહાન્ કહેવાતા પુરુષો જે કાર્ય કરે છે તે કાર્યને સામાન્ય જનતા પણ અપનાવી લ્યે છે. પછી ભલે તે કાર્ય સારૂં હોય કે ખરાબ. સાધારણ જનતા એ બાબતનો વિચાર કરતી નથી. તે તો, જે તેમની દૃષ્ટિએ ગણાતા મહાપુરુષો આચરે છે તે બધાં કામોને સારાં જ માને છે. વિવેકહીન બનીને, કાર્યની ઉચિતતાનો નિર્ણય ન કરતાં, અને ધન, રાજ્ય વગેરેને કારણે, કોઇને મહાન્ માનીને, તે મહાન્ મનાતી વ્યક્તિની બુરાઈને અપનાવી લેવાથી,

કેવી ભયંકર હાનિ થાય છે તેનાં અનેક ઉદાહરણો આજે પણ જાણવા મળશે.

ભગવાન અરિષ્ટનેમિના સમયમાં, ભારતવર્ષમાં યાદવો મોટા માણસો તરીકે ગણાતા હતા. અનુકરણ કરનારી જનતા, યાદવો જે ખોટાં આચરણો આચરતા, તેનું અનુકરણ કરવા લાગી. ધીરે ધીરે તેનું એ પરિણામ આવ્યું કે, લોકોમાંથી માંસભક્ષણાદિ પ્રત્યેનો તિરસ્કાર દૂર થયો. પ્રજાનો મોટો ભાગ, આ દુર્વ્યસનોને સાધારણ કર્તવ્ય રૂપે અપનાવી બેઠો. તેમને માટે માંસભક્ષણ, મદિરાપાન, જુગાર અને પરસ્ત્રીસેવન એવું આવશ્યક કાર્ય બની ગયું કે તેના સિવાય જીવન જ નિષ્ફળ મનાવા લાગ્યું.

ભગવાન અરિષ્ટનેમિને, લોકો વડે સેવાતું આ મહાન્ પાપ અસહ્ય થઈ પડયું. ખાસ કરીને માંસને માટે મારી નાખવામાં આવતાં પશુ–પક્ષીઓની દયા, તેમના હૃદયને કરુણાર્દ્ર બનાવી રહી હતી. તેઓ વિચારતા હતા કે, આ બિચારા મુંગા પશુ–પક્ષીઓને લોકો માત્ર પોતાના આનંદને અર્થે મારી નાખે છે, અને તેમને દુઃખી બનાવવાની સાથે જ તેઓ પણ પોતાના આત્માને માટે નરકની સામગ્રી બનાવી રહ્યા છે. પરંતુ જ્યાં સુધી એવા લોકોની સામે મહાન ત્યાગની શક્તિ વડે પૂર્ણ દયાનો આદર્શ દાખવવામાં ન આવે ત્યાં સુધી તે લોકોથી આ હિંસા પણ નહિ છૂટે અને મૂક પશુ-પક્ષીઓની રક્ષા નહિ થાય. મને ઉચિત છે કે, હું જનતા સમક્ષ મહાન ત્યાગનો આદર્શ રાખી, દીન પશુ-પક્ષીઓ તરફ સૌનું ધ્યાન આકર્ષિત કરું, તથા આ બાબતનો આદર્શ-પૂર્ણ એવો ઉપદેશ આપું કે, વિલાસી અને હિંસામય જીવનને બદલે સાદાઈ અને સંયમમય જીવન શ્રેષ્ઠ છે, અને આ જાતનું જીવન બનાવવા માટે જગતમાં સૌથી વિશેષ પ્રિય મનાતી વસ્તુ પણ ત્યજી દેવી જોઈએ. જો હું આદર્શ વગરનો ઉપદેશ આપું તો એવા ઉપદેશનો યથેષ્ટ પ્રભાવ કદાપિ પડી શકે નહિ. ઉપદેશનો પ્રભાવ ત્યારે જ પડે કે જ્યારે તેની પાછળ ત્યાગની પૂર્ણ શક્તિ હોય.

ભગવાન અરિષ્ટનેમિ મહાપુરુષ હતા, તીર્થંકર હતા. તેમનામાં જન્મથી જ અનંત શારીરિક, માનસિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક શક્તિ વિદ્યમાન્ હતી. તેમના માટે કોઈ કાર્ય અસંભવિત કે મુશ્કેલ ન હતું. તેઓ લોકો દ્વારા થતી જીવહિંસા, કોઈ પણ જાતનું દુઃખ ભોગવ્યા વિના તેમજ ત્યાગ કર્યા વિના પણ રોકી શકતા હતા. તેઓ બળપૂર્વક પણ હિંસા બંધ કરાવી શકતા હતા, પ્રયત્ન વડે પણ હિંસા રોકી શકતા હતા, અને મન તથા આત્મા દ્વારા જનતાને મંત્ર-મુગ્ધ બનાવીને પણ, હિંસા-વિમુખ કરી શકતા હતા, છતાં આ પ્રકારે અટકાવેલી હિંસાનું મહત્વ એક જાદુગરના ખેલથી વધારે ન ગણાય. જે રીતે જાદુગર જગત્‌ના મોટા મોટા અને હેરત પમાડે તેવા પદાર્થો દેખાડી આપે છે, પરન્તુ તે પદાર્થો થોડી જ વાર સુધી દેખાય છે, તે જ રીતે ઉક્ત ઉપાયો વડે રોકવામાં આવેલી હિંસા પણ વધારેમાં વધારે ભ૦ અરિષ્ટનેમિના જીવનકાળ સુધી જ રોકાઈ રહેત, વધારે સમય સુધી રોકાઇ ન રહેત; કારણ કે લોકોનાં હૃદયમાં સૂક્ષ્મ રૂપે તો હિંસા વિદ્યમાન્ જ રહેત, નિર્મૂળ ન થાત અને તેનું મૂળ હોવાથી, કોઇ વખત વિશાળ વૃક્ષ થવું સંભવિત છે. જ્યાં સુધી અહિંસાનું મહત્ત્વ સમજવામાં ન આવ્યું હોય ત્યાં સુધી હિંસાના સૂક્ષ્મ સંસ્કારો કદાપિ હૃદયથી સદંતર ખસતા નથી. ભ૦ અરિષ્ટનેમિએ, અહિંસાનું મહત્ત્વ બતાવીને જ, હિંસા નિવારવાનું ઇષ્ટ માન્યું હતું. આ જ કારણે, તેમણે હિંસા રોકવા માટે પોતાની ખાસ શક્તિનો પ્રયોગ ન કર્યો. કેમકે અહિંસાનું મહત્ત્વ લોકો પર ત્યારે જ પ્રભાવશાળી બને, જનતા અહિંસા આગળ ત્યારે જ નત મસ્તક બને, કે જ્યારે તેનો પ્રવર્તક સાધારણ પુરુષની જેમ તેનું મહત્ત્વ સિદ્ધ કરે અને તેને માટે કેટલોક ત્યાગ પણ કરે.

ભ૦ અરિષ્ટનેમિએ, અહિંસાનું મહત્ત્વ બતાવીને, હિંસાને રોકવા માટે, સૌથી પહેલું, ક્ષેત્ર તૈયાર કર્યું. કૃષ્ણના શસ્ત્રાસ્ત્રની લીલા તેમણે આ જ ઉદ્દેસ્યથી કરી હતી. તે લીલાને કારણે, સમસ્ત યાદવો

તેમના પ્રત્યે આકર્ષાયા હતા, છતાં હજુ તે ત્યાગ બાકી હતો કે જેના બળથી જ અહિંસાને મહત્ત્વ મળનાર હતું. ત્યાગની શક્તિથી, અહિંસાને બળવાન્ કર્યા વગર, અહિંસાનો માત્ર ઉપદેશ પૂરી રીતે સફળ થઇ શકે તેમ ન હતો.

જગત્‌ના માનવો માટે, સ્ત્રીનો ત્યાગ જેટલો કઠણ છે અને તે પણ યુવાવસ્થામાં જેટલો કઠણ છે તેટલો બીજી બધી વસ્તુઓનો ત્યાગ કઠણ નથી. સ્ત્રીનો મોહ છૂટવો એ કદાચ સંભવિત ન હોય તો પણ કઠણ તો અવશ્ય મનાય છે. ગૌતમ બુદ્ધ, જ્યારે મધ્ય રાત્રિએ પોતાનું ઘરબાર છોડીને, નીકળી જતા હતા ત્યારે તેમણે પોતાની સૂતેલી પત્ની તરફ જોઇને કહ્યું હતું:—

ત્યાગત હું મૈં આજ આપનો યહ યૌવન ધન,
રાજપાટ સર્વસ્વ, બંધુ બાંધવ અરુ પરિજન;
સબસેં બઢિ ભુજપાશ, પ્રિયે, તવ તજત મનોહર,
જો કો તજિવો યા જગમેં હૈ અતિ હી દુષ્કર.

આ પ્રમાણે બુદ્ધે પણ સ્ત્રીના ત્યાગને દુષ્કર માન્યો હતો.

ભ૦ અરિષ્ટનેમિ, અહિંસાનો આદર્શ રાખીને, હિંસા બંધ કરાવવા માટે, એવો જ દુષ્કર ત્યાગ આવશ્યક સમજતા હતા; પરંતુ હમણા તો તેમની પાસે આ જાતના ત્યાગને માટે, કાંઇ હતું જ નહિં, અને પ્રત્યક્ષ રૂપે કરેલા ત્યાગનો જે પ્રભાવ પડે છે તે અપ્રત્યક્ષ રૂપે કરેલા ત્યાગનો પ્રભાવ પડતો નથી. અર્થાત્ જો ભ૦ અરિષ્ટનેમિ વરરાજા બનીને, તોરણદ્વાર સુધી જવાનો જ ઇન્કાર કરત, તો તેમનો આ ત્યાગ થોડાક જ માણસો જાણત, જગતના બધા માણસો ન જાણત; એટલા જ માટે ભ૦ અરિષ્ટનેમિએ લગ્ન સમારંભ સમયે કોઇ પ્રકારનો વિરોધ દર્શાવ્યો નહિ.

આ કારણ ઉપરાંત, એક બીજું પણ કારણ એવું હતું કે, જેથી ભ૦ અરિષ્ટનેમિ લગ્ન સમારંભનો વિરોધ ન કરી શકે. પોતાના જ્ઞાન વડે ભ૦ અરિષ્ટનેમિ જાણતા હતા કે, રાજેમતી મારા પૂર્વના

આઠ ભવોમાં મારી સહચારિણી રહી છે. તે આઠ ભવમાં તેણે મારી સાથે સર્વ પ્રકારનો સહયોગ આપ્યો છે. તે, સુખ દુ:ખમાં મારી સાથે રહી છે. હવે આ નવમા ભવમાં, હું મારું તો કલ્યાણ કરી લઉં અને તેને આ સંસારજાળમાં જ ફસાઈ રહેવા દઉં, એ ઠીક નહિં. કમમાં કમ, હું તેને સાવધાન તો કરું. એમ તો સૂચિત કરું કે હું, સંસાર–વ્યવહાર છોડીને, આત્માનું કલ્યાણ કરવા અને અક્ષય સુખ પ્રાપ્ત કરવા જાઉં છું; એટલે જો તું આ ભવમાં પણ મારાથી સહયોગ કરવા ઇચ્છતી હો તો જે માર્ગને હું પકડું છું તે માર્ગને તું પણ અપનાવ. આ વિચારથી પણ ભ૦ અરિષ્ટનેમિએ, લગ્નની તૈયારીમાં અસહમતિ પ્રકટ કરી ન હતી.

ઉગ્રસેનને ત્યાંથી પાછા આવીને, કૃષ્ણે રાજેમતીનું સૌંદર્ય, તેની નમ્રતા, સરલતા તથા પોતાની સફલતા, અને ઉગ્રસેને મૂકેલી જાન બાબતની શરતનું વૃત્તાંત, એ બધું કહી સંભળાવ્યું. તે સાથે જ તેમણે વિવાહતિથિથી પણ સૌને પરિચિત કર્યા. કૃષ્ણે કહેલું વૃત્તાંત સાંભળીને, સઘળા માણસો ખૂબ જ ખુશી થયા અને કૃષ્ણને ધન્યવાદ આપવા લાગ્યા.

વિવાહતિથિ લક્ષમાં રાખીને, કૃષ્ણે વિવાહની તૈયારી કરવાની આજ્ઞા આપી. આખીયે દ્વારિકાનગરી શણગારવામાં આવી. સ્થળે સ્થળે આમંત્રણપત્રો મોકલાયાં. રાજમહેલમાં સ્ત્રીઓ મંગળગીત ગાવા લાગી. વાજિંત્રો વાગવા લાગ્યાં અને યાદવો ભ૦ અરિષ્ટનેમિની જાનમાં જવાની તૈયારી કરવા લાગ્યા.

બીજી તરફ, ઉગ્રસેન પણ વિવાહ તથા જાનને સત્કારવાની તૈયારીમાં લાગી ગયા હતા. ઉગ્રસેનને એ ચિંતા હતી કે, મેં મારા શિર પર ભગીરથ કામનો બોજો લીધો છે. કૃષ્ણનો પરિવાર ખૂબ મોટો છે અને કૃષ્ણ ત્રણ ખંડના માલીક છે. અનેક રાજાગણ પણ તેમની સાથે હશે.

આ રીતે સ્વાભાવિક જ જાન ઘણી મોટી હશે. જો મારા તરફથી, જાનનો ઉચિત સ્વાગત-સત્કાર ન થઈ શકયો તો તો ભારે મશ્કરી થશે. આ ચિંતાથી મુક્ત બનવા માટે, ઉગ્રસેને, જાનને ઉતારવાનો, તેને ખાવા-પીવાનો, અને તેનો સ્વાગત-સત્કાર કરવા વગેરેનો બરોબર અને વ્યવસ્થિત પ્રબંધ કર્યો. સ્થળે સ્થળે તાક તથા ધ્વજાપતાકાઓ લગાડવામાં આવી. દ્વાર તથા મંડપ બનાવવામાં આવ્યાં. યથાસ્થાન, પીવા માટે પાણીનો પણ પ્રબંધ કર્યો. અને જે માર્ગે જાન આવનાર હતી તે માર્ગ વિશેષ પ્રકારે શણગારવામાં આવ્યો.

આ પ્રબંધની સાથે જ, ઉગ્રસેને એક બીજો પ્રબંધ કર્યો હતો. ઉગ્રસેન પોતે પણ યાદવ જ હતા, એટલે તેઓ એ જાણતા હતા કે જાનૈયાઓને ભોજનની સાથે માંસની પણ જરૂર પડશે. જો ભોજનની સાથે માંસનો પ્રબંધ ન થયો તો અનેક જાનૈયાઓને અસંતોષ પણ રહેશે અને મારા પ્રબંધમાં અપૂર્ણતા જણાશે. એ માટે તેમણે અનેક પશુ-પક્ષીયો એકઠા કરાવ્યા. હૃષ્ટપુષ્ટ પશુ-પક્ષીયો કિંમત આપી-આપીને ખરીદવામાં આવ્યા અને વનવાસી પશુ-પક્ષી પકડાવી-પકડાવીને મંગાવવામાં આવ્યા. માંસને માટે, વધ કરવા માટે એકત્રિત કરવામાં આવેલાં પશુ-પક્ષીયો, વિશાળ વાડામાં તથા પાંજરામાં પૂરાવ્યા અને તેઓને ખવડાવી-પીવડાવીને, હૃષ્ટ-પુષ્ટ કરાવવા લાગ્યા. જે વાડામાં મારી નાખવામાં આવનારાં પશુ-પક્ષી પૂર્યાં હતાં, તે ઉગ્રસેનના મહેલથી થોડેક છેટે, તે માર્ગના બરાબર કિનારા પર જ હતા, કે જે માર્ગે જાન તોરણદ્વાર પર આવનારી હતી.

ઉગ્રસેનના મહેલમાં પણ, મોટી ધમાલ મચી રહી હતી. ક્યાંક મંગળગાન થઈ રહ્યાં છે, ક્યાંક વાજાં વાગી રહ્યાં છે, ક્યાંક રાજેમતીની સખીયો તેની મશ્કરી કરી રહી છે, અને ક્યાંક કેટલીક સ્ત્રીઓ બેસીને રાજેમતીના ભાગ્યની પ્રશંસા કરી રહી છે. એ જ પ્રમાણે, ક્યાંક રાજેમતીને માટે વસ્ત્રો તૈયાર થઇ રહ્યાં છે. ક્યાંક આભૂષણો

બની રહ્યાં છે, અને ક્યાંક કરીયાવરમાં આપવામાં આવનાર અન્ય સામગ્રી વ્યવસ્થિત થઈ રહી છે.

લગ્નતીથી નજીકમાં જાણીને, સૌભાગ્યવતીઓ રાજેમતીને પીઠી ચોળવા લાગી. સ્ત્રીઓ મંગળગીત ગાતી થકી, રાજેમતીને તેલ ઘાલવા તથા માથું ગૂંથવા લાગી. રાજેમતીના હૃદયમાં તે વખતે ઘણો જ આનંદ હતો. તે પોતાના હૃદયમાં, ભવિષ્યની ન માલુમ, કંઈ કંઈ કલ્પનાઓ કરી રહી હતી. લગ્નનો દિવસ જેમ જેમ નજીક આવતો હતો તેમ તેમ રાજેમતીનો આનંદ પણ વધતો જતો હતો.

એમ કરતાં, લગ્નનો દિવસ પણ આવી ગયો. જાનની તૈયારી થવા લાગી. હાથી, ઘોડા, રથ, પાયદળ આદિ ચતુરંગી સેના શણગારવામાં આવી. યાદવો, મૂલ્યવાન વસ્ત્રાભૂષણો પહેરીને, પોતપોતાનાં વાહનો પર સવાર થયા. પ્રસ્થાન વખતના મંગળવાજિંત્રો વાગવા લાગ્યાં. ગાયકો મંગળગીતો ગાવા લાગ્યા અને બંદીજનો યશકીર્તિ બોલવા લાગ્યા. ભ૦ અરિષ્ટનેમિને પણ વરરાજા તરીકે શણગારવા લાગ્યા.

૧૦૮ સોનાના, ૧૦૮ ચાંદીના અને એટલા–એટલા જ માટી, રત્ન, સોના–ચાંદી, રત્નસ્વર્ણ, તાંબા–ચાંદી વગેરેના ઘડાઓનું પાણી એકત્રિત કરવામાં આવ્યું. તે એકત્ર કરેલા પાણીમાં, અનેક પ્રકારની ઔષધિઓ નાખીને, તે ઔષધમિશ્રિત પાણીથી ભ૦ અરિષ્ટનેમિને નવડાવ્યા. પછી તેમને, સુંદર તથા બહુમૂલ્ય વસ્ત્રાભૂષણોથી અલંકૃત કર્યા અને મુકુટ પર મોર બાંધ્યો. વરરાજા–વેશધારી ભ૦ અરિષ્ટનેમિ કેવા શોભાયમાન દેખાતા હતા, તે બતાવવા માટે કોઈ ઉપમા જ નથી, તેમ વાણી કે લેખિનીમાં વર્ણન કરવાની શક્તિ જ નથી.

ભગવાનને વરરાજાના રૂપમાં જોઈને, મહારાણી શિવાદેવી અને મહારાજા સમુદ્રવિજયના હર્ષનો પાર ન હતો. તેઓ પોતાના હૃદયમાં

ભવિષ્ય-વિષયક અનેક કલ્પનાઓ કરી રહ્યાં હતાં. તેઓ વિચારતાં હતાં કે ઉગ્રસેન-કુમારી રાજેમતી અમારે ત્યાં પુત્ર-વધૂ બનીને આવશે અને તેનાથી અમને પૌત્રની પ્રાપ્તિ થશે; વગેરે. આ જ પ્રમાણે વસુદેવ, દેવકી, કૃષ્ણ, સત્યભામા પ્રમુખ ઘણા આનંદિત થઈ રહ્યાં હતાં. કોઈ કાંઈ વિચારથી આનંદિત થતા હતા અને કોઈ કાંઈ વિચારથી. જાનૈયાઓ આ વિચારથી આનંદિત હતા કે, અમને લાંબા સમય પછી, રાજપરિવારની જાનમાં જવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે.

ભ૦ અરિષ્ટનેમિને બેસવા માટે, શ્રીકૃષ્ણનો ગંધ નામનો મુખ્ય હાથી સુંદર રીતે શણગાર્યો હતો. ભગવાન તે હાથી પર બિરાજ્યા. ભગવાન પર છત્ર રાખ્યું હતું અને ચામર વિંઝાઈ રહ્યું હતું.

જાનમાં સૌથી આગળ, ચતુરંગી સેના, સૈનિકવાજાં વગાડતી ઉભી રહી. તેની પાછળ મંગળવાદ્ય, ગાયકો અને બંદીજનોનો સમૂહ હતો. પછી તે હાથી, ઘોડા હતા કે જેના પર મુખ્ય મુખ્ય યાદવો આરૂઢ થયા હતા. તેમની પાછળ શ્રીકૃષ્ણનો તે ગંધહસ્તી હતો કે જેના પર ચામર, છત્ર ધારણ કરેલ ભ૦ અરિષ્ટનેમિ વરરાજા બનીને બેઠા હતા. તે હાથીની જમણી બાજુ, ઘોડા પર સવાર થયેલા એવા ભગવાનના શરીર-રક્ષકો હતા. પાછળની બાજુએ, પોતપોતાના વાહનો પર સમુદ્રવિજય, વસુદેવ, બલદેવ, કૃષ્ણ વગેરે યાદવ હતા અને સૌથી પાછળ બીજી સેના હતી. આ પ્રમાણે જાન શણગારવામાં આવી. યાદવ કુટુંબના વૃદ્ધ સ્ત્રી-પુરુષોએ ભગવાન પાસે કુલાચાર કરાવ્યા. એ બધું પતી ગયા પછી જાને ગગનભેદી ભેરી નાદ કરીને, શુભ મુહૂર્ત્તે પ્રસ્થાન કર્યું. ઝૂલતા મદમસ્ત હાથીઓ, હણહણતા ચપલ ઘોડાઓ, ગાજતા ડંકા અને ઉડતાં નિશાનોથી સુસજ્જિત ભગવાનની જાન પૃથ્વીને કંપાવી રહી હતી.

સ્ત્રીઓ અગાશીમાં બેસીને, અને પુરુષો રાજમાર્ગની બંને તરફ હારબંધ ઉભા રહીને, જાનને જોતાં હતાં. જાનને જોઈને

કોઇ હાથીઓની, કોઈ ઘોડાની, કોઈ રથોની, કોઇ સેનાની અને કોઈ વ્યવસ્થાની પ્રશંસા કરતા હતા. કોઇ શ્રીકૃષ્ણનો વૈભવ જોઇને ચકિત થતા હતા, કોઇ શૂરવીર યાદવોના ઠઠારાની પ્રશંસા કરતા હતા અને કોઇ યાદવોના વિશાળ પરિવાર પર આશ્ચર્ય પામતા હતા. કોઈ બોલતા હતા કે, વર ઘણો જ સુંદર છે. આવો સુંદર વર તો આજ સુધીમાં કોઇ પણ કન્યાએ મેળવ્યો નહિ હોય. કોઇ કહેતા હતા કે. વરનો રૂપ-રંગ શ્રીકૃષ્ણના રૂપ-રંગ સાથે ઘણો ખરો મળતો આવે છે. કોઈ અપરિચિત વ્યક્તિ તો બંનેને જોઈને, સહોદર ભ્રાતા જ માને. કોઇ કહેતા કે, બંનેય છે તો ભાઇને ! સહોદર ભાઇમાં અને કાકાના દીકરા ભાઇમાં અંતર જ શું છે ? કોઇ કહેતા કે, શ્રીકૃષ્ણ પોતાના આ ભાઇ પ્રત્યે ઘણો સ્નેહ રાખે છે. પોતાના ભાઈને માટે તેઓ પોતે જ યાચક બન્યા હતા. કોઈ કહેતું હતું કે સ્નેહ હોવો સ્વાભાવિક જ છે. યોગ્ય ભાઈ પ્રત્યે કોણ સ્નેહ ન કરે !

આ પ્રમાણે સઘળા લોકો, જાન તથા વરને જોઇને, આનંદ પામતા અને પોતપોતાની દૃષ્ટિ અને બુદ્ધિ અનુસાર ભિન્ન ભિન્ન અભિપ્રાય જાહેર કરતા. જાનૈયાઓ પણ ભારે ઉમંગપૂર્વક જોનારાઓની વાતો સાંભળતા, અને ભિન્ન ભિન્ન પ્રકારની ચેષ્ટાઓ કરતા ચાલતા હતા. કોઈ મહાવત, પોતાના હાથીને અંકુશ મારી, ઝુલાવતા જતા હતા. કોઈ ઘોડેસ્વાર ઘોડાને એડી લગાવી, તેમને નચાવતા કુદાવતા જતા હતા. કોઈ રથી, પોતાની મૂંછો મરડતા પોતાના બંને હાથ આગળ કરીને બેઠા હતા. વાજાં વગાડનારા માણસો પણ, ઉત્સાહથી નવા નવા રાગ વગાડી રહ્યા હતા. ગાયક-ગણ પણ નવાં નવાં બનાવેલાં ગીત ગાતા જતા અને બંદીજનો પણ ઉચ્ચસ્વરે યશગાન સંભળાવતા જતા હતા.

ભ૦ અરિષ્ટનેમિની જાન, ઉગ્રસેનના મહેલ તરફ જઈ રહી હતી. વિમાનોમાં બેસીને દેવતાઓ પણ જાનની શોભા નિહાળી રહ્યા

હતા, અને વરરાજાના રૂપમાં ભ૦ અરિષ્ટનેમિના દર્શન કરીને આનં
પામતા હતા. શક્રેન્દ્રને જ્યારે એમ જણાયું કે, ભ૦ અરિષ્ટનેમિ લગ્
કરવા માટે જાય છે ત્યારે તેમને અતિશય આશ્ચર્ય થયું. તેઓ વિચ
રવા લાગ્યા કે, પૂર્વના એકવીશ તીર્થંકરો એમ કહી ગયા છે
ભગવાન અરિષ્ટનેમિ બાલબ્રહ્મચારી હશે, છતાં ભ૦ અરિષ્ટનેમિ
વરરાજા બનીને, તથા જાન જોડીને લગ્ન કરવા માટે જઇ રહ્યા છે
તો શું પૂર્વના તીર્થંકરોની ભવિષ્યવાણી ખોટી હશે! તીર્થંકરોની વાણ
તો કદાપિ ખોટી ન હોઇ શકે. આ પ્રમાણે આશ્ચર્યમાં પડીને
શક્રેન્દ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ કર્યો. અવધિજ્ઞાન વડે શક્રેન્દ્રને એમ
માલૂમ પડયું કે, ભગવાન લગ્ન કરવા માટે જતા નથી, પરંતુ લગ્ન
બહાને, જગત્ સન્મુખ એક મહાન્ આદર્શ ઉપસ્થિત કરવા માં
જાય છે. એમ જાણીને શક્રેન્દ્ર ઘણા જ પ્રસન્ન થયા. તેમના હૃદયમ
પણ સ્થૂલ દૃષ્ટિ દ્વારા ભગવાનની અદ્ભુત જાન જોવાની લાલસ
થઇ ગઇ.

જાન જોવા માટે શક્રેન્દ્ર બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને, ભગ
વાનની જાનમાં આવ્યા. તેઓ આવીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે
આપ જે ધૂનમાં તમારા ભાઇનો વિવાહ કરવા માટે જાઓ છો,
ધૂનમાં તમારા ભાઇનો વિવાહ થઇ શકશે જ નહિ. આપને કયા મૂર્ખ
જ્યોતિષીએ આ લગ્ન બતાવ્યું છે? છદ્મવેશધારી શક્રેન્દ્રની વા
સાંભળીને અને તેની અમુક જાતની ચેષ્ટા દેખીને, કૃષ્ણ સમજી ગયા
આ બ્રાહ્મણ નથી પણ કોઇ બીજા જ છે. તેઓ શક્રેન્દ્રને કહેવા લાગ્ય
બ્રાહ્મણદેવ! જો કે તમારૂં આગમન આનંદદાયક છે, અને તમે જે
કાંઇ કહો છો તે અમારૂં હિત લક્ષમાં રાખીને જ કહેતા હશો, પરન્
વગર આમંત્રણે આવવું અને વગર પૂછયે જ આ પ્રકારની વાત કહેવ
એ મર્યાદા વિરુદ્ધ છે. માટે કૃપા કરી બીનજરૂરી સંદેહ અથવા વિઘ
નાખવાની પ્રવૃત્તિ ન કરો.

કૃષ્ણની વાત સાંભળીને, શક્રેન્દ્ર ઉત્તેજિત બન્યા અને કહેવા લાગ્યા કે, મારો ઉદ્દેશ્ય સંદેહ કે વિઘ્ન ઉત્પન્ન કરવાનો નથી, આપ મારા તરફથી કોઇ જાતની ચિંતા ન કરશો. મેં તો, જે વાત મારા સમજવામાં આવી તે આપને કહી છે. અને હવે આ વાત હું બીજા કોઈને નહિ કહું. પરન્તુ હું પણ એ જોઉં કે ભ૦ અરિષ્ટનેમિનો વિવાહ કઈ રીતે થાય છે.

જાન, ઉગ્રસેનના મહેલથી થોડેક છેટે આવી પહોંચી, ત્યારે ઉગ્રસેન પોતાના કુટુંબીઓ, સંબંધી અને સેના સાથે, મોટી ધામ-ધૂમથી જાનનું સામૈયું કરવા માટે ચાલ્યા. ઉગ્રસેનના મહેલથી થોડેક છેટે, જાનૈયાઓ તથા સ્વાગત કરવા માટે ગયેલા માણુસોનું સમ્મીલન થયું. બંને પક્ષના માણુસો પરસ્પર મળ્યા અને એક બીજાની પ્રશંસા કરતા આનંદ પ્રકટ કરવા લાગ્યા. મહારાજા ઉગ્રસેન સમુદ્રવિજય આદિ દશ ભાઇઓને તથા શ્રીકૃષ્ણ, બલદેવ વગેરેને મળીને, પોતાનાં અહોભાગ્યનું વર્ણન કરતા તેમની પ્રશંસા કરવા લાગ્યા અને તેમનો ઉપકાર માનવા લાગ્યા. આ પ્રમાણે કેટલીકવાર સુધી, સમ્મીલનનું દશ્ય દર્શનીય રહ્યું અને પછી સાથીઓ સાથે મહારાજા ઉગ્રસેન, જાનને સાથે લઇ તોરણુ દ્વારે આવ્યા.

જાન આવતી હોવાથી, ઉગ્રસેનના મહેલમાં મોટી ધમાલ મચી રહી છે. રાજેમતીને તેની સખીઓ શણુગારવા લાગી છે. શણુગારાતી રાજેમતીની સખીઓ પરસ્પર લગ્ન સંબંધી હાસ્યભરી વાતો પણ કરતી જાય છે. એક કહે છે કે, હવે તો આપણા રાજકુંવરી, જેમ વૃક્ષ સાથે લતા શોભે છે તેમ શોભશે.

બીજી સખી–હા, અને પછી તે, મને અને તમને બધાંને એવી રીતે ભૂલી જશે કે જેમ ચંદ્રને દેખી ચકોરી સૌને ભૂલી જાય છે.

ત્રીજી સખી–શું એમ બને ખરૂં! રાજકુમારી નાનપણથી જેમની સાથે રહેલ છે તે વહાલી સખીઓને કેમ ભૂલે ?

ચોથી–તું મોટી મૂર્ખ જણાય છે. પ્રિય સખા મળતા, બીચારી સખીઓને કઇ શ્રી ભૂલી ન જાય !

પાંચમી–અને સખા પણ કેવા મળ્યા છે ! જેની બરાબરી કરનાર સંસારમાં કોઇ પુરુષ છે જ નહિં. આવા સખા મેળવીને, સખીઓને ભૂલી જવું એ સ્વાભાવિક જ છે.

છઠ્ઠી–તમે બધી ગભરાવ છો! કેમ ? રાજકુમારી આપણા બધાને પોતાની સાથે જ લઇ જશે ! અને મને તો રાજકુમારી તેનાથી દૂર નહિં જ કરે.

સાતમી–રાજકુમારી એટલી ભોળી નથી કે તને તેની સાથે લઇ જાય. તને સાથે કેમ લઇ જાય ? તું ત્યાં પણ એવી જ વાતો કરીને રાજકુમારીને શરમિંદી જ બનાવે. તારી વાતોથી શરમિંદી બનીને, રાજકુમારીને પોતાના પતિથી થોડા ઘણા સમય માટે તો વિખૂટું જ પડવું પડે ને!

રાજેમતીની સખીઓ, રાજેમતીને આ પ્રકારની વ્યંગભરી વાતો સંભળાવતી હતી. પોતાની સખીઓની વાતો સાંભળીને, રાજેમતી પણ ઉત્તેજિત થાય છે. તેના હૃદયમાં અતિશય આનંદ છે, છતાં પણ તે કોઈવાર કોઈ સખીની વાત સાંભળીને ગુસ્સે થાય છે, તો કોઈના પર ખુશ થાય છે અને કોઈને ચાલી જવાનું કહે છે. તો પણ તેના હૃદયની ખુશાલી, ઉત્તેજના રૂપે, તેનો ગુસ્સો કે ખુશાલી કૃત્રિમતા પ્રકટ કરી દે છે તે કારણે તેની સખીઓ વધારે મશ્કરી-ભરી વાતો કરવા લાગે છે.

ભગવાનની જાન તોરણદ્વાર તરફ ચાલી આવતી હતી. ચાલતા ચાલતા જાન, ઉગ્રસેનના મહેલથી દેખી શકાય તે સ્થળે આવી.

ઉગ્રસેનના મહેલના ગોખમાં ઉભી રહીને, મહેલની સ્ત્રીઓ જાનને જોવા લાગી. સખીઓ સાથે રાજેમતી પણ જાનને જોતી

હતી. તેની દૃષ્ટિ, જાન પર ન હતી, પણ જાનના નાયક પર હતી. જાનના નાયક ભ૦ અરિષ્ટનેમિના દૂરથી જ દર્શન કરીને, રાજેમતી પોતાના હૃદયમાં અનેક પ્રકારના વિચાર કરતી હતી. તે વિચારતી હતી કે, હું મહા ભાગ્યશાળી છું, એથી જ મને ભગવાન જેવા અલૌકિક પતિની પત્ની બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. ભગવાનની મારા પર કેવી કૃપા છે કે, મને પોતાની અર્ધાંગના બનાવી, લઇ જવા માટે, તેમણે પોતે અહિં પધારવાનું કષ્ટ ઉઠાવ્યું છે. આજે મારૂં પાણિ-ગ્રહણ કરીને ભગવાન મને તેમની ધર્મપત્ની બનાવશે. હું પણ આજે સારી રીતે મારા હૃદયેશ્વરનાં દર્શન કરી શકીશ. ભગવાનની પત્ની બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાની સાથે જ, મને મહારાણી શિવાદેવી અને મહારાજા સમુદ્રવિજય જેવા સાસુ–સસરાની સેવાનો સુયોગ પણ મળશે. હું ત્રિખંડપતિ શ્રીકૃષ્ણ અને બલદેવજીની બંધુપત્ની (ભાભી) બનીશ. બ્હેન સત્યભામા મારી જેઠાણી થશે. ધન્ય છે મને. જગતમાં મારા જેવી ભાગ્યશાલિની સ્ત્રી બીજી કોણ હશે!

રાજેમતી, આવા પ્રકારના અનેક આશાપૂર્ણ વિચારો કરતી આનંદ પામતી હતી. એટલામાં જ તેની જમણી આંખ ફરકી. સાથે જ જમણું અંગ પણ ફરકવા લાગ્યું. આ અપશુકને, તેના આનંદને ચિંતામાં ગરકાવ કરી મૂક્યો. તેનું આનંદિત મુખ ગંભીર બની ગયું. અપશુકને, તેના આશાભર્યા વિચારોને ભારે સ્ખલના પહોંચાડી. તે ચિંતવવા લાગી કે, શું મારી આશાઓ અધૂરી રહેશે? શું મારા સઘળા વિચારો સ્વપ્નસુખ જેવા જ બનશે? શું હું ભ૦ અરિષ્ટનેમિની પત્ની નહિં બની શકું?

રાજેમતીની સખીયો રાજેમતીને હજુસુધી આનંદિત જોઇ રહી હતી. તેઓ, વચ્ચે વચ્ચે રાજેમતીના આનંદની વૃદ્ધિ કરાવવા માટે, કોઇ ને કોઇ વાત કાઢીને, તેનો ઉત્સાહ જોવા માટે, તેના મ્હોં સામે જોતી હતી, પરન્તુ આ વખતે તેમણે રાજેમતીના મ્હોં તરફ

જોયું તો તેમને રાજેમતીના મ્હોં પર આનંદને બદલે ચિંતાનું સામ્રાજ્ય દેખાયું. તેઓ આશ્ચર્યથી પૂછવા લાગી–સખી રાજેમતી! તું ઉદાસ કેમ થઈ ગઈ? શું અમારી કોઇ વાતથી ક્રોધિત તો નથી થઇ ને?

રાજેમતી—નહિં, સખી. તમારી વાતોથી હું કદી પણ ક્રોધિત થઈ નથી, તો આજે શા માટે ક્રોધિત થાઉં?

સખી—તો પછી ઉદાસીનતાનું શું કારણ છે? હમણા સુધી તો તું આનંદિત હતી અને એકદમ કઈ ચિંતામાં પડી ગઈ? શું એવો વિચાર તો નથી આવ્યો કે, હવે મારે મારા માતા–પિતાનું ઘર છોડીને જવું પડશે?

રાજેમતી—નહિ, સખી. એ વાત પણ નથી.

સખી—તો પછી એવું કયું કારણ છે, કે જેથી તું ચિંતિત બની ગઇ છે? મને પણ કહે, હું કાંઇ જુદી તો નથી!

રાજેમતી—સખી! ભાવના તો કાંઈ જુદી છે, પરંતુ જમણી આંખ અને જમણું અંગ ફરકીને કાંઈ બીજું જ કહે છે. અપશુકન કહે છે કે, અભાગિની રાજેમતી! તું જે કાંઈ ધારે છે તે ભૂલી જા, તારી આશાઓ નિરર્થક છે.

સખી—બસ, જમણી આંખ અને જમણું અંગ ફરકવાથી આટલી ચિન્તા? સખી, આ બાબત તો કોઇ એવી નથી કે જેથી આ રીતે ચિંતામાં પડવું પડે. ફરકવું, ખંજોળવું વગેરે તો શરીરનો સ્વભાવ જ છે; એના પર આટલો બધો વિચાર કરવાની શી જરૂર! જાન તોરણદ્વારે આવી પહોંચશે, અને આજે, ભ૦ અરિષ્ટનેમિ સાથે તમારું લગ્ન પણ થઇ જશે; પછી હૃદયમાં કોઇ જાતની ચિંતા કરવાની શી જરૂર છે? તમે ચિંતા છોડો અને આનંદ પામો, આવા શુભ પ્રસંગે અશુભની તો આશંકા જ ન કરવી જોઈએ.



# ૬

# કરુણા

મહાપુરુષ અથવા મોટા માણસમાં અને સાધારણ પુરુષ કે નાના માણસમાં શું અંતર છે, એ બાબતનો વિચાર કરવાથી, અનેક એવી બાબતો જાણવા મળશે કે, જે બંને વચ્ચેનું અંતર સ્પષ્ટ કરે. જેમ મનુષ્યો તો બંનેય શ્રેણીના છે, પરંતુ એકમાં કાંઈક વિશેષતા હોય છે અને બીજામાં કાંઈક ન્યૂનતા હોય છે. ગુરૂતા અને લઘુતાનું કારણ એજ છે. જેનામાં વિશેષતા છે, તે મહાપુરુષ અથવા મોટા માણસ ગણાય છે, અને જેનામાં વિશેષતા નથી, પરંતુ ન્યૂનતા છે તે સાધારણ કે નાના માણસ ગણાય છે.

હવે જોવાનું એ છે કે, કઇ વિશેષતાઓને કારણે મનુષ્ય મહાપુરુષ કે મોટા માણસ ગણાય છે અને કઈ ન્યૂનતાને કારણે સાધારણ કે નાના માણસ ગણાય છે. દૃષ્ટિભેદને કારણે ગુરૂતા અને લઘુતાના કારણોમાં પણ ભેદ પડી જાય છે. કોઈ માણસ તેને મોટો માને છે કે જેનામાં શારીરિક બલ–પરાક્રમ વધારે હોય અને તેને નાનો માને છે કે જેનામાં તેની કમીના હોય. કોઇ માણસ તેને મોટો માને છે કે જે વધારે બુદ્ધિશાળી હોય, અને કોઈ તેને નાનો માને છે કે જે બુદ્ધિહીન હોય. કોઈ માણસની દૃષ્ટિમાં મોટો માણસ એ છે, જે ધન–વૈભવસંપન્ન હોય અને જેની પાસે ધન–વૈભવ નથી તે નાનો માણસ છે. આ પ્રમાણે જુદા જુદા માણસો, ગુરૂતા અને લઘુતાને કારણે પણ જુદા જુદા માને છે; પરંતુ ધર્મને જાણનારા માણસો ગુરૂતા અને લઘુતાનાં જે કારણો માને છે તેઓ એ કારણોથી સર્વથા

ભિન્ન છે. તેમનું કહેવું એ છે કે, શારીરિક બલ-પરાક્રમનું હોવું-ન હોવું, એ ગુરૂતા-લઘુતાનું કારણ ન હોઇ શકે. શારીરિક બલ-પરાક્રમ તો તે માણસમાં પણ હોય છે કે જે અનેક પ્રાણીઓ પર અત્યાચાર કરે છે, અનેક જનોને સતાવે છે, અને અનેક જનોને લૂંટવા-ઝૂંટવાનો પ્રયત્ન કરે છે. ધન વૈભવ-સંપન્ન હોવું એ પણ મોટાઈનું કારણ નથી. અનેક ધન-વૈભવ-સંપન્ન માણસો એવા પણ હોય છે કે જેઓ ગરીબોની રોટલી ઝુંટવી-ઝુંટવીને ધનવાન બની જાય છે, અને પછી તે જ ધન વડે અન્યાય, અત્યાચાર કરે છે અને પાપ ફેલાવે છે. બુદ્ધિ પણ ગૌરવનું કારણ નથી, કેમકે બુદ્ધિમાન તો તે પણ છે કે જે બુદ્ધિ વડે બીજાઓને દુ:ખ આપે છે. આ રીતે શારીરિક બલ, ધન, વૈભવ અથવા બુદ્ધિના કારણે કોઇ માણસ મોટો કહેવાતો નથી. હું તો તેને જ મોટો કહું કે જેનામાં સહૃદયતા છે, સહિષ્ણુતા છે, દયા છે, તથા બીજાના દુ:ખે દુ:ખી અને દુ:ખીને સુખી બનાવવાનો સ્વભાવ છે. જે બીજાઓને દુ:ખ નથી આપતો, દીન, દુ:ખીને સહાય કરે છે, જે પોતાના હિતને માટે પણ બીજાનું અહિત નથી કરતો, અને જેની દૃષ્ટિ પાપથી બચવાની છે તે જ મોટો માણસ છે. એવી જ વ્યક્તિ મહાપુરુષ છે; પછી ભલે તે બલ-બુદ્ધિસંપન્ન હો અથવા ન હો; પરંતુ જો તેનામાં ઉક્ત ગુણ વિદ્યમાન હોય તો તેની ગણના સજ્જન કે મહાપુરુષમાં જ થાય. આથી વિરુદ્ધ, જેનામાં એ ગુણો નથી, તે ગમે તેવો બલ, ધન, બુદ્ધિસંપન્ન હોય તો પણ તે મારી દૃષ્ટિએ મહાપુરુષ નથી પરન્તુ સાધારણ અથવા નાનો માણસ છે.

મહાપુરુષ, ભલે કોઈપણ કાર્યમાં પ્રવૃત્ત હોય અને ગમે ત્યાં બેઠો હોય, પણ તેની દૃષ્ટિ તો હમેશાં દુ:ખી જનો પર જ હશે. આ બાબતનું તે હમેશાં ધ્યાન રાખે છે કે, મારાં કોઇપણ કામ, વાત કે વિચારથી, કોઈને બીનજરૂરી દુ:ખ ન થાય. તે દીન, દુ:ખી જનોનું દુ:ખ મટાડવામાં જ પ્રવૃત્ત રહે છે. તે માટે તે પોતે પોતાનું હિત પણ છોડી દે છે અને પોતાને કષ્ટમાં પણ નાખે છે. તેનામાં

આ જ વિશેષતા હોય છે અને એ વિશેષતાને કારણે જ, તે જનતાના હૃદય પર પોતાનું આધિપત્ય જમાવે છે.

ભગવાન અરિષ્ટનેમિ, રાજકુમારી રાજેમતી સાથે લગ્ન કરવા માટે જાય છે. તેમણે અનેક વસ્ત્રાલંકાર ધારણ કર્યા છે, તેમના પર છત્રછાયા કરવામાં આવી છે, ચામર ઢોળાઇ રહ્યા છે, અનેક રાજા, મહારાજા તેમની પાછળ ચાલી રહ્યા છે. સાધારણ પુરુષને માટે આવો પ્રસંગ મહા ગૌરવવંત હતો. ભાવી સુખ બાબતમાં, અનેક પ્રકારની કલ્પનાઓ કરવાનો હતો. અને આનંદની આગળ સઘળું ભૂલી જવાનો હતો; પરંતુ ભ૦ અરિષ્ટનેમિ, સાધારણ પુરુષ ન હતા, જેઓ આ કારણે દયા, કરુણા, સહૃદયતા વગેરેને ભૂલી જાય. તેઓ તો, આ પ્રસંગને કરુણાનું મહત્ત્વ બતાવવા માટે અત્યધિક અનુકૂળ સમજ્યા હતા. બલ્કે આ અનુકૂળ પ્રસંગ મેળવવા માટે જ તેમણે લગ્નની તૈયારીનો વિરોધ કર્યો ન હતો; પણ સમૌન તેમાં ભાગ લેતા હતા. આવો અમૂલ્ય પ્રસંગ તેઓ કેમ જવા દે? જો લગ્નના આનંદમાં તેઓ આ પ્રસંગને ભૂલી જાય, તો તો તેમની ગણુના મહાપુરુષમાં ન થાત અને તેમના ગુણગાન ગાવાનું કોઈ કારણ પણ ન હતું.

ભ૦ અરિષ્ટનેમિની જાન તોરણદ્વાર તરફ આવી રહી હતી. તે, તે બાડા અને પાંજરાની પાસે આવી કે જેમાં અનેક પશુ–પક્ષીયોને વધ કરવા માટે પૂર્યાં હતાં. સ્વતંત્રતા લુંટાવાથી, મરવાના ભયથી અને પૂર્વે નહિં સાંભળેલ એવા નાદથી, તેમજ જનતાના કોલાહલથી, તે પશુ પક્ષીઓ વ્યાકુળ બની રહ્યાં હતાં, તે પોતાની ભાષામાં ‘ ચ્યાં મ્યાં ’ આદિ શબ્દ વડે વિલાપ કરી રહ્યાં હતાં; છતાં તે વખતે, તે બીચારાંઓનાં વિલાપ પર ધ્યાન આપવાની, તેમના પર કરુણા કરવાની અને તેમને ભયમુક્ત કરવાની ફુરસદ કોને હતી? સઘળા માણસો પોતપોતાની ધૂનમાં મસ્ત હતા. સાધારણ પુરુષ અને મહાપુરુષની પરીક્ષાનો સમય પણ આ જ હતો.

વાડા, પાંજરામાં પૂરાયેલાં પશુ–પક્ષી દુઃખના માર્યાં આક્રંદ કરી રહ્યાં હતાં. તેમને એક તરફથી તો પોતાના પ્રિયજનોથી વિખૂટા પડ્યાનું દુઃખ હતું. કોઈનાં બચ્ચાં કે સાથી જંગલમાં જ છૂટી ગયાં હતાં અને કોઈનાં બચ્ચાં, જ્યાં તેઓ રહેતાં હતાં તે ઘરમાં જ વિખૂટા પડી ગયાં હતાં. સાંસારિક જીવોને, પ્રિયજનોનો વિયોગ કેવું દુઃખ આપે છે તે વાત બધા લોકો જાણે છે. બીજું દુઃખ તેમને, સ્વતંત્રતા લૂંટાઇ જવાનું હતું. તેઓ જંગલની ખુલ્લી હવામાં પોતાના સાથીઓ સાથે, સ્વતંત્રતાપૂર્વક ફરતાં હતાં, એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં હતાં, કોઈ વાર એક ઝાડ કે કોઇવાર બીજા ઝાડની નીચે કે ઉપર બેસતાં હતાં, પરન્તુ તેમની આ સ્વતંત્રતા છીનવી લેવામાં આવી. તેમને બંધનમાં નાખવામાં આવ્યાં. સ્વતંત્રતા લૂંટાવાથી અને બંધનમાં પડવાથી, કેવું દુઃખ થાય છે તે વાતની માહીતિ તો અખિલ ભારતને છે જ. સમસ્ત ભારત આ દુઃખ અનુભવી રહ્યું છે. ભારતદેશ એક મોટું કારાગાર છે, એટલે જો તેમાં રહેનારા લોકોમાંથી, કદાચ કોઈ માણુસ અભ્યાસી હોવાને કારણે આ કારાગારનું દુઃખ ન માનતો હોય તેને નાના નાના કેદખાના જોવાથી માલમ પડશે જ, કે બંધનમાં પડવાથી કેવું દુઃખ થાય છે! જેલમાં એવા અનેક માણસો પણ હોય છે કે જેઓને જેલની બહાર રહેવાથી એક ટંક પણ પેટ ભર ખાવાનું મળવું મુશ્કેલ હોય છે અને જેલમાં બંને ટંક ખાવાનું મળે છે. ઘણાઓનાં શરીર પણ હૃષ્ટ–પુષ્ટ બની જાય છે, છતાં પણ તેમાં રહેનાર કોઇપણ માણુસ પોતાને સુખી માનતો નથી. બધા માણસો એ જ ઇચ્છે છે કે, અમે આ બંધનમાંથી છૂટીએ તો સારૂં. કોઈ પાળેલા પોપટને, પાંજરામાં રહ્યા રહ્યા સારું સારું ખાવાનું મળે છે; છતાં પણ, તેમાંથી તે તક જોઈને નાસી છૂટે છે. તે, જંગલમાં એક એક કણ ચણીને ખાવામાં આનંદ માને છે, પરન્તુ પાંજરામાં પૂરાઈને, સારાં સારાં ભોજન ખાવાનું તેને પસંદ નથી આવતું. વાડા–પાંજરામાં પૂરાયેલાં તે પશુ–પક્ષીયો પણ એવા જ દુઃખનો અનુભવ કરી રહ્યાં હતાં.

પશુ-પક્ષીયોને મોટું દુઃખ મૃત્યુનું થઈ રહ્યું હતું. તેમનાં હૃદયમાં એવો ભય થયો હતો કે કોણ જાણે અમને ક્યારે મારી નાખવામાં આવશે! તે વાડામાં તેમને ખાવાપીવાનું મળતું હતું પરન્તુ જેવી રીતે એક ફાંસી પર ચઢાવવામાં આવનાર વ્યક્તિને કારામાં સારૂં ભોજન પણ ખરાબ અને સ્વાદ વગરનું લાગે છે તેવી જ રીતે તે પશુ-પક્ષીયોને પણ ખાવા પીવાનું ખરાબ લાગતું હતું. જેમ મારી નાખવામાં આવનાર મનુષ્યની સામે, પોતાનું મૃત્યુ જ તાંડવ દેખાડે છે તે જ પ્રમાણે તે પશુ-પક્ષીયોની સામે પણ તેમનું મૃત્યુ જ તાંડવ દેખાડી રહ્યું હતું.

મનુષ્ય પોતાના સુખદુઃખ પરથી બીજાઓનું સુખદુઃખ સહજ રીતે જાણી શકે છે. તે સમજે છે કે, જે બાબતથી મને દુઃખ થાય છે તે જ બાબતથી બીજાને સુખ શી રીતે થાય? છતાં સ્વાર્થભાવના તેને આ પ્રકારે વિવેકશૂન્ય બનાવી દે છે. સ્વાર્થાંધ મનુષ્ય આ વાતને બીલકુલ ભૂલી જાય છે કે, મારા કાર્યથી બીજાને દુઃખ થાય છે કે સુખ! તે થોડીવારને માટે એમ વિચાર કરતો નથી કે, હું મારા સુખને માટે બીજા સાથે જેવો વ્યવહાર કરું છું, તેવો જ વ્યવહાર બીજો પણ જો પોતાના સુખને માટે મારી સાથે કરે તો મને કેવું દુઃખ થશે! પશુ-પક્ષીયોને મુકાબલે, મનુષ્ય વધારે વિવેકી મનાય છે, અને વિવેકી હોવા છતાં પણ મનુષ્ય, સ્વાર્થવશ વિવેકહીન બની જાય છે અને સમજવા લાગે છે કે, દુઃખ તો માત્ર મને જ થાય છે, બીજાઓને દુઃખ તો થતું જ નથી; અથવા તે (બીજો) પોતે દુઃખ વેઠીને મને સુખ આપવા માટે જ સર્જાયો છે. જો મનુષ્ય સ્વાર્થભાવનાથી વિવેકહીન ન બને અને જેવું સુખદુઃખ પોતાને માટે માને છે, એવું જ જો બીજાને માટે પણ માને, તો તે કિંચિત્ પણ પાપમાં પ્રવૃત્ત ન બને, પરંતુ સંસારમાં એવા બહુજ થોડા વિરલા નીકળશે કે જેઓ સ્વાર્થ છોડી પોતાની જ માફક બીજાઓનાં પણ સુખદુઃખ માને, અથવા બીજાઓને દુઃખમાં ન નાખવા માટે, બીજા-

ઓને સુખ આપવા માટે, પોતાનો સ્વાર્થ છોડી દે. ઉલટું, ઘણ માણુસો તો એવા પણ નીકળશે કે જેઓ કોઈ જાતનો સ્વાર્થ હોવા છતાં પણ બીજાને દુઃખ આપે છે. વિવેકહીન ગણાતાં પશુએ પણ, વિના કારણે કોઈને નુકસાન કરવા તૈયાર થતા નથી, પરં વિવેકસંપન્ન મનુષ્ય, કોઇ કોઈ વાર પશુઓથી પણ હલકા બન જાય છે અને વિના કારણે જ બીજાને નુકસાન કરે છે. આ વિષયમ ભર્તૃહરિએ પણ કહ્યું છે કેઃ—

**एके सत्पुरुषाः परार्थघटका स्वार्थं परित्यज्यये ।**
**सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ॥**
**तेऽमी मानुष राक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये ।**
**ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानी महे ॥**

ભાવાર્થઃ—જે લોકો પોતાના સ્વાર્થનો ખ્યાલ ન કરત બીજાનું ભલું કરે છે, તેઓ અવશ્ય સત્પુરુષ છે, અને જેઓ બીજાન ભલાની સાથે સાથે પોતાનું પણ ભલું કરે છે તેઓ સાધારણ પુરુ છે. જેઓ પોતાના ભલા માટે બીજાનું કામ બગાડે છે તેઓ મનુષ્ રૂપે રાક્ષસો છે અને જેઓ વગર કારણે જ બીજાઓને નુકસાન કરે છે તેમને શું કહેવું તે મારી સમજમાં આવતું નથી.

સંસારનાં સઘળાં પ્રાણીઓ સુખ ચાહે છે, દુઃખ કોઇ ચાહત નથી. બલ્કે, સઘળા લોકો દુઃખથી બચવાનો અને સુખ મેળવવાન ઉપાય કર્યા કરે છે. મૃત્યુ, જરા, વ્યાધિ અને માનસિક વગેરે દુઃખો સઘળા જીવો ડરતા રહે છે, અને એવા દુઃખોથી રક્ષણ મેળવવાન શોધમાં રહે છે. એ વાત જુદી છે કે, સુખની પ્રાપ્તિ અને દુઃખન નાશ ઇચ્છતા હોવા છતાં પણ, કોઇ ભ્રમવશ વિપરીત માર્ગ ગ્રહણ કરે, પરન્તુ સૌનો ઉદ્દેશ તો સુખ મેળવવાનો જ હોય છે. એમ હોવ છતાં પણ, મનુષ્ય બીજાઓને માટે આ વાત ભૂલી જાય છે. બલ્કે

કોઇ કોઇ વાર તો બીજાના સુખની ઈર્ષા કરે છે, અથવા બીજાને જોઈને રાજી થાય છે. તેઓ એમ નથી વિચારતા કે, દુઃખ અમને બુરૂં લાગે છે તેવું બીજાને પણ બુરૂં લાગતું હશે. જો સંસારન મનુષ્યો પોતાના સુખદુઃખ સમાન જ બીજાના સુખદુઃખ લાગે, તો સંસારમાંથી હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર અને મ પાપ જ ચાલ્યું જાય.

ભગવાનની જાન માંહેના ઘણા લોકો ભગવાનની આ હતા, છતાં પણ તે દીન પશુ-પક્ષીઓના કરુણ આક્રંદથી હૃદય દ્રવિત ન થયું. સંભવ છે કે, એ પશુપક્ષીયોના હૃદ પોકાર તરફ કોઈએ ધ્યાન જ ન આપ્યું હોય અથવા કોઈનું કદાચ તે તરફ ગયું હોય તો તે એવા વિચારથી આનંદ પામ્ય કે અમને આ હૃષ્ટ-પુષ્ટ પશુ પક્ષીઓનું માંસ ખાવા મળશે. કારોનું કથન જ છે કે, માંસભક્ષણ કરનારમાં દયા તથા મદિ કરનારમાં પવિત્રતા હોતી નથી. આવી દશામાં તે લોકોનું હૃદ રીતે દ્રવિત થાય? જાનમાં આગળના ભાગમાં જેટલા જેટલા મ હતા તેઓ બધા ઉગ્રસેનના મહેલ તરફ આગળ ને આગળ જ ગયા, પરન્તુ ભગવાન અરિષ્ટનેમિ આગળ ન વધ્યા. કોઈ બીજ તો તે પશુ-પક્ષીયો પર દયા ન કરી, પરન્તુ ભગવાન તેઓની કેમ કરે? ભગવાનનું હૃદય, તે ભયગ્રસ્ત જીવોની કરુણાથી ગયું. ભગવાને, તે વાડા-પાંજરાની પાસે આવતા જ, સારથીને પૂ સારથી! આ બિચારા સુખાભિલાષી પશુપક્ષીઓને બંધનમાં નાખ્યા છે?

જો કે ભ૦ અરિષ્ટનેમિ, અતિશય જ્ઞાની હોવાથી, અ જાણતા હતા કે, આ પશુ-પક્ષીયોને માંસ માટે મારી નાખ બંધનમાં નાખ્યાં છે; છતાં, તેઓ પોતાના આ જ્ઞાનના આ પશુ-પક્ષીયો પર કરુણા દર્શાવીને, તેમને બંધનમુક્ત કરાવ

જાનના માણુસો તથા બીજા માણુસો, પશુપક્ષીને બંધનમુક્ત કરાવવાનું કારણ ન સમજી શકત, અને જે ઉદ્દેશ ભગવાન પૂરો કરવા ઇચ્છતા હતા તે પૂરો ન થાત; એટલા માટે ભગવાને, આ બધું જાણતા હોવા છતાં પણ સારથીને આ પ્રશ્ન કર્યો.

ભગવાનના પ્રશ્નના ઉત્તરમાં, સારથી કહેવા લાગ્યો–હે પ્રભો! આ સઘળા ભદ્ર પ્રાણીઓ, આપનાં લગ્નના કારણે જ એકઠાં કરવામાં આવ્યાં છે અને વાડા–પાંજરામાં પૂરવામાં આવ્યાં છે. તેમનો વધ કરીને, આપના લગ્નપ્રસંગમાં, લોકોને તેમના માંસનું ભોજન કરાવવામાં આવશે.

સારથીની વાતના ઉત્તરમાં ભગવાન કહેવા લાગ્યા—જુઓ તો, આ ગરીબ જીવો મરણના ભયથી કેવાં દુઃખી થઈ રહ્યાં છે! તૃણ, ફુલ વગેરેથી નિર્વાહ કરનાર અને કોઈને નુકસાન ન પહોંચાડનાર, આ જીવોનો સંહાર મારા લગ્નને કારણે થશે! જો મારું લગ્ન ન થાય, તો આ બિચારા પશુપક્ષી આ જાતના બંધનમાં કેમ પડે અને તેઓને મરણભયથી કેમ દુઃખિત થવું પડે! મારા નિમિત્તે થનારી આ જીવોની હિંસા, મને પરલોકમાં શ્રેયસ્કર થશે નહિં. હું તો હિંસાને સર્વથા અનુચિત સમજું છું.

વાડા–પિંજરામાં પૂરાયેલાં પશુ પક્ષીયોની હિંસા ભગવાન પોતે કરતા ન હતા, તેમ બીજા પાસે કરાવતા પણ ન હતા. અને તેઓ તે પશુ–પક્ષીઓનું માંસ ન ખાવાથી, અનુમોદનના પાપથી પણ બચતા હતા. આમ હોવા છતાં પણ ભગવાને તે હિંસાનું નિમિત્ત કારણ પોતાને જ માન્યું; પરંતુ ધર્મને સારી રીતે ન જાણનારા ઘણા લોકો એમ સમજે છે કે, અમે પોતે અમારા હાથથી કાંઇ ન કરીએ. બસ, અમને પાપ નહિં લાગે. પછી ભલે કોઈ કામમાં તેમની પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રેરણા જ કેમ ન રહી હોય! અથવા તે કાર્ય તેમને માટે જ કેમ ન કરવામાં આવ્યું હોય! તેઓ, પોતાને

તે કાર્યના પાપથી મુક્ત સમજે છે, અને તે માત્ર આ કારણે, કે તેમણે તે કાર્ય પોતાના હાથથી કર્યું ન હતું. ઉદાહરણાર્થેઃ—ચીનના માંસ વેચનારાઓ પોતાની દુકાનો પર પાટીયું લગાવેલું રાખે છે કે, 'વિશ્વાસ રાખો, આ જીવ આપના માટે મારવામાં આવ્યો નથી.' આવું બોર્ડ લાગેલું હોવાથી, ત્યાંના બૌદ્ધો માંસ ખરીદીને ખાય છે અને પોતાને પાપથી મુક્ત તથા અહિંસક સમજે છે. તેઓ એમ વિચારતા નથી કે, જો અમે માંસ ન ખરીદીયે, તો માંસને માટે કોઈ જીવને શા માટે મારવામાં આવે? અમે માંસ ખરીદીએ છીએ એટલા જ માટે માંસ વેચનારા જીવોને મારે છે અને એવી સ્થિતિમાં અમે પાપમુક્ત કેમ થઈ શકીયે?

ચીનના બૌદ્ધોની જેમ, અહિંના અનેક જૈનો પણ પોતે પોતાને કોઈ કાર્યના પાપથી એટલા જ માટે મુક્ત સમજે છે કે, તે કાર્ય તેમણે પોતાના હાથથી કર્યું ન હતું, પરન્તુ પોતાના નોકરો પાસે અથવા કોઈ બીજા પાસે કરાવ્યું હતું. કેટલાંક ઘરોની સ્ત્રીઓ તો, એટલા જ માટે રસોઈ બનાવવા, પાણી ગળવા, પાણી ગરમ કરવા, લોટ દળવા, પશુઓને ઘાસચારો આપવા વગેરે કાર્યને માટે નોકર રાખે છે અને સમજે છે કે, એ કામ તો નોકરે કર્યું છે, એટલા માટે અમને એ કામની ક્રિયા ન લાગી. તેઓ એમ નથી સમજતી કે, જે કામ અમે જ કરાવ્યું છે, અમારે માટે જ થયું છે અને જે કરવામાં અમારી પ્રેરણા છે, તે કાર્યની ક્રિયાથી અમે શી રીતે બચી શકીએ? ઉલટું, બીજાઓ મારફત કામ કરાવવાથી તેઓ વધારે પાપ કરી રહેલ છે. જો નોકર દ્વારા કરાવેલું કામ તેઓ પોતે કરે તો તેઓ શ્રાવિકાઓ છે એટલે વિના કારણે કોઈ જીવને દુઃખ ન થાય તેનું વધારેમાં વધારે ધ્યાન રાખી શકે. નોકર માણસો, આ બાબતનું બહુ જ ઓછું ધ્યાન રાખશે. આ કારણે, તે કાર્ય વધારે હોવાથી બરાબર નહિં થાય અને એ રીતે અમને વધારે પાપ લાગશે, આ બાબત તો તેઓ બીલકુલ ભૂલી જ જાય છે. કદાચ જો કોઈ પુરુષ આ

બાબત તરફ તેમનું ધ્યાન ખેંચે, તો તે કહી દે છે કે, તે પાપકાર્ય મેં થોડું જ કર્યું છે! જેણે કર્યું તે તેનું ફળ ભોગવશે! પરન્તુ તે કાર્ય કોના માટે કરવામાં આવ્યું અને જેના માટે કરવામાં આવ્યું છે તે તેનાં પાપથી શી રીતે બચી શકે, તે વાત તેના ધ્યાનમાં આવતી નથી. ઘણા માણસો દયા કરીને પોતાની ભોજન સામગ્રી કંદોઈ પાસે અથવા કોઈ બીજા પાસે બનાવરાવે છે, અને સમજે છે કે, અમે આ કાર્ય કર્યું નથી, માટે અમે પાપથી મુક્ત છીએ. પછી ભલેને એક નાના ચૂલાને બદલે એક મોટી ભટ્ટીનો આરંભ કેમ ન થયો હોય! તેઓ તો પોતાને આરંભના પાપથી બચેલા જ માને છે. એવા માણસો માટે કેમ કહેવાય કે તેઓ ધર્મને સમજ્યા છે? સંભવ છે કે, ભ૦ અરિષ્ટનેમિના વખતમાં પણ કેટલાક લોકો એવા વિચાર ધરાવતા હોય અને તેમને બોધ આપવા માટે જ ભ૦ અરિષ્ટનેમિએ આમ કર્યું હોય કે, મારા નિમિત્તે થનારી આ હિંસા, પરલોકમાં મારે માટે શ્રેયસ્કર થનારી નથી.

ભગવાનને, પીંજરામાં પૂરાયેલાં પશુપક્ષીઓને માટે આ પ્રમાણે કરુણાર્દ્ર દેખીને, સારથીએ તે બંધનમાં પડેલાં સમસ્ત પશુપક્ષીઓને બંધનમુક્ત કરી દીધાં. બંધનમુક્ત થતાં જ, તે પશુપક્ષીઓ આનંદિત બનીને પોતપોતાનાં સ્થાને નાસી છૂટયાં. તે સમયે તેઓ કેટલાં હર્ષિત થયાં હશે તે બાબત તો તેઓ જ જાણી શકે કે જે જીવોને મારી નાખવા માટે બાંધવામાં આવ્યાં હોય અને કોઈ એવા જ કારણે મુક્ત બન્યાં હોય.

સારથીના આ કાર્યથી ભગવાન ઘણા જ સંતુષ્ટ અને પ્રસન્ન થયા. તેઓ એવા પુરુષોમાંના એક ન હતા કે માત્ર મોઢેથી વાહ વાહ અથવા ધન્યવાદ આપીને જ બેસી રહે. તેઓ જાણતા હતા કે, મોઢાની વાહવાહ કે ધન્યવાદ ખાવા પીવાના કે પહેરવાના કામમાં આવતી નથી. મોઢાનો ધન્યવાદ સંસાર વ્યવહારમાં એક ગૃહસ્થને સહાય

કરી શકતો નથી, તેમ મોઢાના ધન્યવાદથી તેને આનંદ પણ થતો નથી. એટલા માટે ભગવાન તે સારથી પર માત્ર ખૂશ થઇને ન રહ્યા પરંતુ તેમણે, પોતાના શરીર પર ધારણ કરેલાં કુંડલ, કંદોરો વગેરે કિંમતી અલંકારો ઉતારીને સારથીને ઈનામ તરીકે આપી દીધાં. તે કિંમતી અલંકારો મળવાથી, સારથી પણ કેટલો આનંદ પામ્યો હશે તેનું અનુમાન તો જગત્‌ના સઘળા મનુષ્યો પ્રાયઃ કરી શકે છે.

સારથીને, પોતાના અલંકારો ઈનામમાં આપીને, ભગવાને તેને કહ્યું:–મિત્ર! હવે હું આગળ જવા ઇચ્છતો નથી, માટે મને પાછો લઈ જા. ભગવાનનો આ હુકમ સાંભળીને, સારથીને ભારે આશ્ચર્ય થયું. તે થોડી વારને માટે મૌન રહ્યો અને પછી કહેવા લાગ્યો, હે આયુષ્યમાન્! જો કે આપના હુકમનું પાલન કરવાનું મારૂં કર્તવ્ય છે, આપના હુકમ વિરુદ્ધ કાંઇ પણ કરવાનો કે કહેવાનો મને અધિકાર નથી, છતાં પણ હું આપને એ પ્રાર્થના કરવા ઉચિત માનું છું કે, આપ એકવાર આપના હુકમ પર પુનઃ વિચાર કરવાની કૃપા કરો. બરાબર લગ્નના પ્રસંગ પર, તોરણ દ્વાર આગળથી પાછા ફરવું તે ઠીક નથી, તેમ જ શ્રી કૃષ્ણ પ્રમુખ માનનીય પુરુષો એમ કરવા પણ નહિં દે.

ભગવાન—હું મારું કર્તવ્ય બરાબર જાણી-વિચારી ચૂકયો છું. એટલે તમારે કોઈ પ્રકારની ચિંતા કરવાની જરૂર નથી. તમે તો હું કહું છું એ જ કરો.

સારથી બીજું કાંઇ બોલવાનું સાહસ કરી શકયો નહિં. તેણે જે વાહન પર ભગવાન બિરાજ્યા હતા તે વાહનને પાછળની બાજુ મરડયું. ભગવાનને પાછા ફરતા જોઈ, આખીયે જાનમાં કોલાહલ મચી ગયો.

બીજી તરફ ઉગ્રસેનના મહેલમાં રાજેમતીની સખીઓ રાજેમતીને ધીરજ આપતી હતી. તેઓ કહેતી હતી કે, સખી રાજેમતી! તમે ગભરાઓ નહિ, ધીરજ રાખો. જમણી આંખ અને જમણું અંગ

ફરકે, એ કોઈ ભયંકર અપશુકન નથી, કે જેને લીધે આ રીતે ચિંતામાં પડવું પડે.

રાજેમતી—સખી! તમે ગમે તે કહો, પરંતુ હૃદય ધીરજ નથી ધરતું. હૃદય વારંવાર એ જ કહે છે કે–બસ, તારી પુણ્ય–કમાઈ પૂરી થઈ ગઈ અને થોડી જ વારમાં તેનાં અભિનયનો છેલ્લો પડદો પડી જવાનો છે.

સખી—બહેન રાજેમતી! તમે આટલા બધા કેમ ગભરાઈ ગયા છો? થોડીક તો ધીરજ રાખો. તમે તમારી આંખોથી જુઓ છો કે, વરરાજા તમારી સાથે લગ્ન કરવા માટે આવી રહ્યા છે, છતાં આ પ્રકારની આશંકા રાખવાનું શું કારણ છે?

રાજેમતીની સખીઓ, આ પ્રકારે રાજેમતીને સમજાવી રહી હતી. રાજેમતી, તેમની વાતો સાંભળતી થકી, સજળ નેત્રે ભગવાન તરફ જોઇ રહી હતી અને પોતાના હૃદયમાં અનેક પ્રકારનાં અનિષ્ટોની આશંકા કરી રહી હતી. એટલામાં જ તેણે જોયું કે, ભગવાનના સારથીએ વાડા–પિંજરામાં પૂરાયલાં પશુપક્ષીઓને બંધનમુક્ત કરી દીધાં છે, ભગવાને પોતાનાં આભૂષણો ઉતારીને, સારથીને આપી દીધાં છે, અને ભગવાન પાછા ફર્યા છે. સારથી દ્વારા પશુપક્ષીઓની મુક્તિ અને ભગવાન દ્વારા સારથીને અપાયેલું આભૂષણોનું ઇનામ જોઇને, રાજેમતીના હૃદયની શંકા ઉગ્ર રૂપ ધારણ કરતી જતી હતી. ભગવાનને પાછા ફરતા દેખીને તો, તેની ધીરજ તદ્દન ખૂટી ગઈ. તે મૂર્છિત બનીને પૃથ્વી પર પડી ગઇ. તેની સખીઓ, તેને પડી જતી જોઈને, તેને સાચવવા દોડી. તેઓ, જમીનપર મૂર્છિતાવસ્થામાં પડેલી રાજેમતીને ઉઠાડીને, તેના પર પંખા વડે પવન ઢોળવા લાગી. "વરરાજા પાછા ફર્યા છે, એથી રાજેમતી મૂર્છિત બનીને પૃથ્વી પર ઢળી પડી છે." એ સમાચાર આખાયે મહેલમાં વિજળીની માફક ફેલાઈ ગયા. મહેલનો આનંદ પ્રમોદ બંધ થઇ ગયો. સર્વ સ્થળે સનસનાટી ફેલાઈ

ગઈ. રાજેમતીના માતાપિતાના હૃદયને, રાજેમતીની મૂર્છાના માઠા સમાચાર સાંભળીને, ભારે દુઃખ થયું અને રાજેમતીની મૂર્છા દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં.

ઉગ્રસેનના મહેલમાં તો, રાજેમતીની મૂર્છાથી ખળભળાટ મચ્યો હતો અને જાનમાં, ભ૦ અરિષ્ટનેમિના પાછા ફરવાથી ખળભળાટ મચ્યો હતો. વરપક્ષ તથા કન્યાપક્ષ બંનેયમાં અશાન્તિ ઉત્પન્ન થઈ હતી. બંનેય તરફનો પરિવાર ચિંતાગ્રસ્ત બની ગયો હતો, પરંતુ ભ૦ અરિષ્ટનેમિના હૃદયમાં અશાન્તિ ન હતી, તેમ ચિંતા પણ ન હતી; તેઓ તો પહેલાની જેમ આનંદિત જ હતા.



## ૭

## ઉપદેશ

મહાપુરુષોનો એ સ્વભાવ હોય છે કે તેઓ જે કાર્યને એકવાર ખોટું સમજી લે છે તેને તેઓ તો હંમેશને માટે છોડી જ દે છે, તે સાથે જ બીજાઓને પણ તે કાર્યનું અનિષ્ટ સમજાવી, તે છોડવાનો ઉપદેશ આપે છે. એવી જ રીતે, તેઓ જે કાર્યને એકવાર સારું માને છે તેને તેઓ હંમેશને માટે અપનાવી લે છે અને બીજાઓને અપનાવી લેવાનો સતત ઉપદેશ આપ્યા કરે છે. તેઓ, કોઈપણ સારા કે

ખોટા કામને અથવા વિચારને છૂપાવતા નથી, પણ સૌની સમક્ષ પ્રકટ કરી દે છે અને સાથે સાથે તે વિષયમાં પોતાને જે અનુભવ છે તેનો લાભ પણ બીજાને આપે છે. પછી તેમ કરવામાં તેઓને ભલે ગમે તેટલી આપત્તિઓનો સામનો કેમ ન કરવો પડે! તેઓ પોતાના અનુભૂત વિચારોનો પ્રચાર કરવામાં, આગળ વધ્યે જ જાય છે. તેઓ, ઘોરમાં ઘોર વિરોધ સહન કરે છે, કઠિન તપનો સ્વીકાર કરે છે અને પ્રિયમાં પ્રિય વસ્તુને ત્યાગી દે છે; તથા આ બધું કરે છે માત્ર પોતાના અનુભૂત વિચારોનો પ્રચાર કરવા માટે. કોઈ કોઈ વાર તો, આવું કરનારાઓને પોતાનો પ્રાણ સુદ્ધાં ગૂમાવવો પડે છે, છતાં તે મહાપુરુષો અંત સમય સુધી પોતાના નિશ્ચયથી વિચલિત થતા નથી.

પોતાના વિચાર અને અનુભવના પ્રચારમાં, તે મહાપુરુષોનો ઉદ્દેશ્ય એ નથી હોતો કે, તેમને માન પ્રતિષ્ઠા મળે, લોકો તેમના અનુયાયીઓ બને, અથવા તેઓ મહાપુરુષ તરીકે મનાય. તેઓનું લક્ષ્ય તો કેવળ જગતનો ઉપકાર જ રહે છે. તેઓ ખોટાં કર્મને ત્યાગીને અને સારાં કામને અપનાવીને, પોતાનું કલ્યાણ તો કરી જ લ્યે છે, પરન્તુ તેમની દૃષ્ટિમાં સ્વહિત સાધનની અપેક્ષાએ પરોપકારનું મહત્ત્વ વધારે રહે છે. એટલા જ માટે તેઓ સાંસારિક સુખ–વૈભવ છોડીને, અનેક કષ્ટો સહીને અને પોતાના પ્રાણને હોડમાં મૂકીને, પરોપકાર-રક્ત બની જાય છે. તેમને, આમ કરતાં રોકવા કોઈ સમર્થ થઈ શકતું નથી. તેઓ પોતાની આ ફરજમાં બાધક થનારાં તમામ બંધનો તોડી નાખે છે.

ભગવાન અરિષ્ટનેમિ, આવા કામને માટે જ, ઉગ્રસેનના દ્વાર પાસેથી પાછા ફર્યા હતા. તેઓ આવ્યા હતા તો વરરાજા બનીને, પણ લગ્ન કરીને પોતે પોતાને બંધનમાં નાખવાને બદલે, તેમણે આ વિચારોનો પ્રચાર વિશેષ મહત્ત્વપૂર્ણ માન્યો કે જે તેમની દૃષ્ટિએ સારો હતો અને જેનો પ્રચાર થતાં, જગતના સમસ્ત પ્રાણીઓને લાભ મળી શકતો હતો.

ભગવાનનું વાહન પાછું ફર્યું. શ્રી કૃષ્ણ, બલદેવ, સમુદ્રવિજય વગેરે મુખ્ય યાદવો ભગવાન પાછા ફર્યાનું કારણ સમજી શકયા નહિ. તેઓ, ચિંતાતુર હૃદયે દોડીને ભગવાનના વાહનની પાસે આવ્યા અને સારથીને વાહન પાછું ફેરવવાનું કારણ પૂછવા લાગ્યા. સારથીએ, વાડા-પિંજરામાં પૂરાયલાં પશુ–પક્ષિઓ પર ભગવાનનું કરુણાર્દ્ર બનવું, તેમની મારફત તે પશુ-પક્ષિઓને બંધનમુક્ત કરવાં, અને ભગવાનનું પ્રસન્ન થઇને પોતાને ઇનામ આપવું વગેરે હકીકત સંભળાવીને, ભગવાનની એ આજ્ઞા પણ સંભળાવી કે, જે અનુસાર સારથીએ વાહન પાછું ફેરવ્યું હતું. સારથીની વાત સાંભળીને, શ્રી કૃષ્ણ પ્રમુખ યાદવો કહેવા લાગ્યા કે, અરિષ્ટનેમિએ તે પશુ-પક્ષિઓ પર કરુણા દર્શાવી અને તેમને બંધનમુક્ત કરનારને પોતાનાં આભૂષણો ઇનામમાં આપી દીધાં, તે તો ઠીક છે, અમે તે અનુચિત કહેતા નથી, પણ તે પછી, તોરણદ્વાર તરફ ન જતાં, પાછા ફરવાનું શું કારણ? અરિષ્ટનેમિને પાછા ફરતા દેખીને, બધા લોકો શું કહેશે? મુહૂર્તના કામના વખતે, આ રીતે પાછા ફરવું એ શું ઉચિત હતું? જે થયું તે થયું, પણ હવે વાહન ફરીથી તોરણદ્વાર તરફ ચલાવો. તોરણદ્વાર પર પહોંચવાનો સમય વીતી જાય છે.

બધા માણસો, ભ. અરિષ્ટનેમિના સારથીને આ જ વાત કહેવા લાગ્યા. ત્યારે ભ૦ અરિષ્ટનેમિ, શ્રી કૃષ્ણને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ–ભાઇ! હવે આપ મને જવા જ દો, રોકો નહિ.

શ્રી કૃષ્ણ—એમ કેમ? શું તમે લગ્ન કર્યા વગર જ પાછા ફરશો? અને કદાચ આપ એમ ઇચ્છતા પણ હશો, તો પણ અમે તમને પરણાવ્યા વગર કેમ જવા દઇશું? તમે લગ્ન કર્યા વગર જાઓ તો લોકો તમને તથા અમને શું કહે? રાજકુમારી રાજેમતીની શી ગતિ થાય?

ભગવાનને ચારે તરફથી ઘેરીને, યાદવ જાનૈયાઓ વગેરે ભગવાન તથા શ્રી કૃષ્ણની વાત સાંભળવા લાગ્યા. ભગવાને ઉપદેશ કરવા

માટેનો આ પ્રસંગ ઉચિત માન્યો. તેઓ કૃષ્ણની વાતના જવાબમાં કહેવા લાગ્યા:–ભાઈ! હું જે ઉદ્દેશને માટે અહિં સુધી આવ્યો હતો તે ઉદ્દેશ પૂરો થઈ ગયો. આપ સમજો છો કે, હું રાજેમતી સાથે લગ્ન કરવા માટે આવ્યો હતો, હું રાજેમતી માટે વરરાજા બન્યો હતો, પરન્તુ સાચી વાત તેથી જુદી છે. રાજેમતી સાથે કે બીજી કોઈ કન્યા સાથે મેં લગ્ન કરવાનો સ્વીકાર પણ કર્યો ન હતો, તેમ હું લગ્ન કરવા ઇચ્છતો પણ ન હતો. મારી ભાભીજીઓએ એવો અસત્ય પ્રચાર કરી દીધો હતો કે, 'મેં લગ્ન કરવાનું સ્વીકારી લીધું' અને આપે પણ ભાભીજીઓની વાત સાચી માનીને, મારો વિવાહ–પ્રબંધ ગોઠવાવ્યો. આમ થવા છતાં પણ હું કેમ મૌન રહયો, અને આપે કરેલા લગ્ન–પ્રબંધમાં અત્યારસુધી હું કેમ સામેલ રહયો, તેનું કારણ સાંભળો:–

દ્વારકાનિવાસી યાદવોને, આજે સર્વ પ્રકારનું સાંસારિક સુખ પ્રાપ્ત થયેલું છે. ધન, જન વગેરે સર્વ પ્રકારે તેઓ ઉન્નત છે. જો તેઓ ધારત, તો મળેલી સગવડો વડે મર્યાદાપૂર્વક સાંસારિક સુખો પણ ભોગવી શકત, પરન્તુ તેમને સંતોષ ન થયો. યાદવોનો મોટો ભાગ મર્યાદાનું ઉલ્લંઘન કરી ગયો અને મનુષ્યજીવનની સાર્થકતા માંસ, મદિરાપાન વગેરેમાં માનવા લાગ્યા. તેને માટે તેઓ અનેક જીવોને દુઃખ આપે છે, તેમની હત્યા કરે છે અને એમ કરવામાં તેઓ પોતાને માટે સુખ માને છે. તેમની દષ્ટિમાં સુખ–દુઃખ તો માત્ર તેઓને પોતાને જ થાય છે, બીજાં પ્રાણીઓને સુખદુઃખ થતું જ નથી અથવા બીજાં પ્રાણીઓ જાણે પ્રાણીઓ જ નથી. પરન્તુ ખરી રીતે, જગત્‌માં જેટલા જીવો છે તેમાંનો કોઈપણ જીવ દુઃખ ઇચ્છતો નથી અને કદાચ કોઈ જીવ દુઃખ ઇચ્છતો હશે તો તે દુઃખની પાછળ સુખ છે એવી આશાથી. જો કોઈ માણસ અથવા કોઈ દેવ પોતાના સુખને માટે તમને દુઃખ આપે, તો શું તમે દુઃખ આપનારનું કૃત્ય સારૂં માનશો ? આપ તે દુઃખ આપનાર વ્યક્તિના કૃત્યને શું અન્યાયી અથવા અનુચિત નહિ કહો ? જો આપને દુઃખ

આપનાર વ્યક્તિના કાર્યને અન્યાયી અથવા અનુચિત કાર્ય કરનાર કહી શકો છો તો પોતાના સુખને માટે જેઓને દુઃખમાં નાખવામાં આવે છે તે જીવો શું પોતાને દુઃખ આપનારાના કાર્યને અન્યાયી અથવા અનુચિત કાર્ય કરનારા નહિં કહેતા હોય? જે બાબત પોતાને બૂરી લાગે છે તે શું બીજાને બુરી નહિં લાગતી હોય? જે કાર્યથી પોતાને દુઃખ થાય છે તે કાર્યથી બીજાને દુઃખ શું નહિં થતું હોય? અવશ્ય થાય. પરન્તુ લોકો પોતાના સ્વાર્થમાં આ વાત ભૂલી જાય છે અને એ જ કારણે માંસને અર્થે અનેક પશુપક્ષીયોની હત્યા કરી નાખે છે. જે મંગળકાર્ય મનાય છે તે લગ્નાદિ પ્રસંગો પર કેટલા જીવોનું અમંગળ થઇ જાય છે, કેટલા જીવોની નિર્દયતાપૂર્વક હિંસા કરવામાં આવે છે, એ કદી કોઈએ વિચાર્યું છે ખરૂં! પોતાનું તે મંગળ ઈચ્છવું અને બીજાનું અમંગળ કરવું, એવો કોઇ ન્યાય છે ખરો? જો તે જીવો વધારે સામર્થ્યવાન હોત અને જેવો વ્યવહાર લોકો તેમની સાથે કરે છે તેવો જ વ્યવહાર લોકોની સાથે તે જીવો કરે તો શું લોકોને દુઃખ થાય કે નહિં?

બંધુવર્ય! આ મનુષ્યજન્મ મહામુશ્કેલીથી મળે છે તેની પ્રાપ્તિ પહેલાં, કોણ જાણે કેટલાયે કાળ સુધી વનસ્પતિ, કીડા, મકોડા આદિની યોનિયોમાં રહેવું પડયું હશે અને કોણ જાણે કેટલી વાર, એ જાતના પશુપક્ષીયોનાં શરીરમાં રહેવું પડયું હશે કે જે જાતના પશુપક્ષીઓને લોકો પોતાનો ભક્ષ્ય માનીને મારી નાખે છે. આ પ્રમાણે અનેક જન્મો સુધી કષ્ટો ભોગવ્યા પછી જ, આ મનુષ્ય શરીર પ્રાપ્ત થયું છે. હવે શું આ મનુષ્યશરીરને એવાં કાર્યોમાં જોડવું ઇષ્ટ છે કે જેને કારણે ફરી પાછી નરક, તિર્યંચ વગેરેની યોની ભોગવવી પડે, કે એવા કાર્યમાં જોડવું જોઈએ કે જેથી ફરી સંસારમાં વારંવાર જન્મ ધારણ કરવાનું મહાદુઃખ ઉઠાવવું ન પડે! જે મનુષ્ય, પોતાના જન્મનો ઉદ્દેશ વિષયભોગ જ માને છે અને એ કારણે અધિકાધિક વિષયભોગમાં પ્રવૃત્ત બને છે, તે પોતાના માટે, વારંવાર જન્મ મરણ

કરવાની સામગ્રી એકત્રિત કરે છે. તેથી ઉલટું, જે મનુષ્ય, મનુષ્ય-જન્મનો ઉદ્દેશ જન્મમરણથી મુક્ત થવાનો સમજે છે તે, વિષયભોગમાં સુખ માનતો નથી, પરંતુ વિષયજન્ય સુખોને છોડી દે છે, અને સમસ્ત પ્રાણીઓને પોતાના સમાન માનીને, સૌની સાથે પ્રેમ અને મૈત્રીભર્યો વ્યવહાર રાખે છે. એવી જ વ્યક્તિ પ્રેમ અને મૈત્રી ભાવને પૂર્ણ રૂપે વિકસિત કરીને, સંસારનાં જન્મમરણથી છૂટકારો પણ મેળવે છે અને અક્ષય સુખ પ્રાપ્ત કરે છે.

જો કે મહા મુશ્કેલીએ મળેલો આ માનવદેહ, જન્મમરણથી મુક્ત કરનાર કાર્યોમાં જ જોડવો જોઇએ, પરન્તુ લોકો જન્મમરણો વધારેમાં વધારે થાય તેવાં કાર્યોમાં જોડી રહ્યા છે; એ બાબત પણ અસહ્ય થઇ પડી. હું, મારા માટે તો તે અક્ષય સુખ મેળવવા ઇચ્છું છું જ, પરંતુ તે સાથે જનતાનું ધ્યાન પણ તે તરફ ખેંચવા ઇચ્છતો હતો અને તેને માટે હું એવા પ્રસંગની રાહ જોતો હતો. વિવાહની તૈયારી થતી તે વખતે મેં વિચાર્યું કે, વિવાહને બહાને લોકોને ઉપદેશ કરવાનો મને સારો અવસર મળશે. એવો વિચાર કરીને જ, મેં વિવાહ સંબંધી કોઇ બાબતનો વિરોધ ન કર્યો. મારે લોકોને એ બતાવવું હતું કે, હું રાજ્યને અધિક સમજતો નથી, રાજેમતી જેવી સ્ત્રી મને વધારે પ્રિય નથી, તેમ જ વિષયજન્ય સુખોને પણ હું સારાં સમજતો નથી. મારી દષ્ટિએ એ બધાં કરતાં અહિંસા જ શ્રેષ્ઠ છે. તેને માટે હું સમસ્ત સાંસારિક સુખોને છોડી શકું છું અને એટલા માટે જ હું પાછો જઈ રહ્યો છું. હવે હું ઘરબાર આદિ કોઈ પ્રપંચમાં રહેવા ઇચ્છતો નથી, પરંતુ મને પોતાને જન્મ-મરણથી મુક્ત કરવાના ઉપાયની સાથે જ, જગતને હું એ પાઠ શીખવવા ઇચ્છું છું કે, સમસ્ત પ્રાણીઓને પોતાની સમાન માનીને, વિષયજન્ય સુખોને છોડો અને જે અક્ષય અને શાશ્વત સુખ છે તે પ્રાપ્ત કરો. એટલા માટે હવે આપ મને રોકવાની નિષ્ફળ પ્રવૃત્તિ ન કરો; મને જવા દો.

ભગવાન અરિષ્ટનેમિનો ઉત્તર સાંભળીને, કૃષ્ણ વગેરેને એક ગંભીર વિચારની સાથે જ થોડી નિરાશા પણ થઈ. લોકોના હૃદય પર ભ૦ અરિષ્ટનેમિના ઉત્તરનો ઉચિત પ્રભાવ પડ્યો. ભ૦ અરિષ્ટનેમિના કથનની સત્યતાનો કોઈ ઇન્કાર ન કરી શક્યા. શ્રીકૃષ્ણ પણ નિરુત્તર રહ્યા; છતાં તેઓ હવે બીજા ઉપાયથી કામ લેવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યાઃ—ભાઈ અરિષ્ટનેમિ ! તમારા કથનની યથાર્થતાનો હું ઇન્કાર નથી કરી શકતો. તમે અહિંસાનો જે ક્રિયાત્મક ઉપદેશ આપ્યો છે તે પણ નિષ્ફળ નથી થતો; પરન્તુ ઉગ્રસેન-કુમારી રાજેમતી સાથે લગ્ન કર્યા વગર ચાલ્યા જવું તે ઠીક નથી. એમ કરવાથી, યાદવોની પ્રતિષ્ઠાને ધક્કો લાગે છે, અમારા બધાનું અપમાન થાય છે અને એક નિર્દોષ બાળાનો તિરસ્કાર થાય છે. એટલા માટે તમે ઉગ્રસેનના મહેલે આવીને રાજેમતીનું પાણિગ્રહણ કરો.

શ્રી કૃષ્ણનું કથન સાંભળીને, ભગવાને ઉત્તર આપ્યો—ભાઇ ! જ્યારે આપ ત્યાગનાં મહત્ત્વનો સ્વીકાર કરી ચૂક્યા છો ત્યારે આપનો આ જાતનો આગ્રહ ઠીક નથી. કાં તો આપ સાંસારિક માન-સન્માનને જ મોટું માનો અથવા સાંસારિક માનસન્માનનું બલિદાન આપો. મારી દૃષ્ટિએ તો સાંસારિક પદાર્થોના ત્યાગની સાથે જ સાંસારિક માન-સન્માન પણ ઉપેક્ષનીય છે. આ ઉપરાંત રાજેમતી સાથે લગ્ન ન કરવાથી, તમારા બધાનું અપમાન ત્યારે જ થાય કે જ્યારે હું રાજેમતી સાથે લગ્ન ન કરતાં બીજી કોઈ કન્યા સાથે લગ્ન કરું. પરંતુ મારા માટે તો રાજેમતી પ્રમુખ સમસ્ત સ્ત્રીઓ માતા સમાન છે. હું ઉગ્રસેન-કન્યા રાજેમતીનો તિરસ્કાર પણ નથી કરતો. એમ તો મારે મન, જગતનાં સઘળાં વિષયભોગનાં સાધનો તિરસ્કારને પાત્ર છે, પરન્તુ આત્મદૃષ્ટિએ, હું એક ન્હાનામાં ન્હાના પ્રાણીનો પણ તિરસ્કાર નથી કરી શકતો. સાંસારિક દૃષ્ટિએ પણ, હું રાજેમતીનો તિરસ્કાર નથી કરતો; અને તેમ કરવાનું કોઈ કારણ પણ

નથી. કારણકે મેં રાજેમતીને જોઈ પણ નથી, તેમ તેનો કોઈ અપરાધ સાંભળ્યો પણ નથી. આવી દશામાં મારા તરફથી તે તિરસ્કૃત કેમ કહી શકાય ?

બંધુશ્રી ! હું કોઈપણ સાંસારિક બંધનમાં પડવા નથી ઇચ્છતો; પણ સમસ્ત સાંસારિક બંધનોથી મુક્ત થવા ઇચ્છું છું. જો હું બંધનમાં પડેલાં પશુપક્ષીઓને પણ બંધનમુક્ત કરીને, સ્વતંત્રતા આપવા ઇચ્છું છું, તો હું પોતે, સ્વતંત્રતા ગૂમાવીને બંધનમાં કઈ રીતે પડી શકું ? જો કે આપ સૌ મારા પ્રત્યે સ્નેહ રાખો છો, પરંતુ મારી દષ્ટિમાં તો, કુટુંબ–પરિવાર વગેરે સૌ બંધનરૂપ જ છે. હું ઇચ્છું છું કે, જે પ્રકારે તે પશુ–પક્ષીયો બંધનથી મુક્ત થતાં જ, આનંદપૂર્વક તેમની દષ્ટિએ સ્વતંત્ર વાતાવરણમાં વિચરવા માટે ચાલ્યા ગયા, તે જ પ્રકારે હું પણ, મુક્ત બનીને સ્વતંત્ર વાતાવરણમાં વિચરૂં. સંસારમાં પુનઃ પુનઃ જન્મ મરણ કરવા માટે, મારા આત્માને એવા બંધનમાં કદાપિ નાખવા નથી ઇચ્છતો, કે જે બંધનમાં પડીને, સતત્ આરંભ–સમારંભ આદિ પાપ કરવાં પડે છે. હું ઇચ્છું છું કે, હું પોતે આરંભ–સમારંભાદિ પાપથી બચું અને જગતના માણસોને પણ એ જ પાઠ શીખવું. એટલા માટે આપ મને રોકવાની પ્રવૃત્તિ ન કરો. હું આપને મારો દૃઢ નિશ્ચય સંભાળાવી દઉં છું કે, હું સંસારના કોઇ બંધનમાં નહિં રહું, પણ સંયમ સ્વીકારીને, અહિંસા, સત્ય, અસ્તેય વગેરે મહાવ્રતોનું પાલન કરીશ અને બીજા લોકોને પણ તેજ માર્ગ અપનાવવવાનો ઉપદેશ આપીશ.

હે ભાઇ! પ્રત્યેક પ્રાણીની સન્મુખ બે બાબતો રહે છે. એક શ્રેય, બીજી પ્રેય. જે ઇન્દ્રિયો અને મનને પ્રિય છે, જે તરફ ઇન્દ્રિયો અને મન સ્વાભાવિક રીતે જ પ્રવૃત્ત બને છે, જે તરફ ઇન્દ્રિયો અને મનનું આકર્ષણ થાય છે તે પ્રેય છે; અને જેનાથી ઇન્દ્રિયો અને મનની પ્રવૃત્તિઓનું પોષણ નથી થતું, પણ નિરોધ થાય છે, તે

શ્રેય છે. પ્રાણી સમક્ષ આ બંનેય બાબતો હાજર રહે છે. તે બંને-માંથી જેને જે ગમે તે ગ્રહણ કરી શકે છે. જો કે ઈન્દ્રિયો અને મનનો ઝોક પ્રેય તરફ જ વળે છે, પણ પ્રેયને લેવું એ સંસારનાં જન્મમરણના ફેરા વધારવા જેવું છે. શ્રેયને ન લેતાં પ્રેયને લેવાથી, આ સંસારમાં વારંવાર જન્મમરણ કરવાં પડે છે, અને અનેક પ્રકારનાં સંયોગ–વિયોગનાં કષ્ટો સહન કરવાં પડે છે. તેથી ઉલટું, પ્રેયને છોડી શ્રેયને અપનાવવાથી, ઈન્દ્રિયો અને મનની વૃત્તિઓનું પોષણ તો નથી થતું, પણ તે સાથે જ, ઇન્દ્રિયો અને મનની વૃત્તિઓનાં પોષણથી ઉત્પન્ન થતાં દુઃખોથી પણ બચી જવાય છે, અને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. શ્રેયને અપનાવવાથી આત્મા, તે શાશ્વત અને સુખપ્રદસ્થાન પ્રાપ્ત કરે છે કે જ્યાં પહોંચી જવાથી, જન્મમરણનો ભય રહેતો નથી, તેમજ સંયોગવિયોગનું દુઃખ પણ ભોગવવું પડતું નથી; પછી તે જીવનમુક્ત બની જાય છે.

હે ભાઇ ! પ્રેયને ત્યાગવાથી અને શ્રેયને અપનાવવાથી, આ જાતનો લાભ છે; છતાં પણ લોકો આ પ્રમાણે મોહમાં પડી રહ્યા છે કે, હાનિકર પ્રેયને માટે શ્રેયને ફગાવી દે છે; બલ્કે, પ્રેયના અભાવમાં પોતાનું જીવન જ નિરર્થક માને છે. પ્રેયની રક્ષાને માટે, શ્રેયનું ખૂન પણ કરે છે. હું, આવું કરનારા લોકો સન્મુખ, એ આદર્શ રાખવા ઇચ્છું છું કે, શ્રેયને માટે પ્રેયને ત્યજી દ્યો અને શ્રેયને ન ભૂલો. પ્રેયમાં પડીને જન્મમરણનાં દુઃખો ન વધારો, પણ શ્રેયને અપનાવીને જીવન્મુક્ત બનો.

તોરણદ્વારે જતાં પાછા ફરતી વખતે, ભ૦ અરિષ્ટનેમિનું આકર્ષણ બે તરફથી થઇ રહ્યું હતું. એક તરફ તો શ્રીકૃષ્ણ પ્રમુખ સમસ્ત યાદવો, રાજેમતી વગેરે અથવા એમ કહો કે સાંસારિક વિષયભોગોનું આકર્ષણ હતું; અને બીજી તરફ, પશુ–પક્ષી આદિ દુઃખી જીવોની કરુણા અથવા વિષય ભોગોનો ત્યાગ, ભગવાનને પોતાના તરફ ખેંચી

રહ્યો હતો. એક બાજુ, મોટા મોટા યાદવોનું બળ પ્રત્યક્ષ લાગી રહ્યું હતું અને બીજી બાજુ, દીન–દુઃખી જીવોની કરુણા, ભગવાનને પોતાના તરફ ખેંચવા માટે, યાદવોના બળને અસમર્થ બનાવવાની ચેષ્ટા કરી રહી હતી. એક તરફ યાદવો ભગવાનને કહી રહ્યા હતા કે, લગ્ન કર્યા સિવાય પાછાં ફરવાથી અમારા સૌનું અપમાન થશે; અને બીજી તરફ દુઃખી જીવો, પોતાના અંતરાત્મા વડે ભગવાનને પ્રાર્થના કરી રહ્યા હતા કે, જો આપ લગ્નની ઝંઝટમાં પડી જશો તો અમારું રક્ષણ કરનાર કોઈ રહેશે નહિ; અમને આપના તરફથી જ રક્ષણની આશા છે; જો આપ પણ અમને નિરાશ કરશો તો અમારા પર અત્યાર સુધીની જેમ અન્યાય થતો જ રહેશે.

આ પ્રમાણે બંને બાજુએથી પરસ્પર વિરોધી આકર્ષણ હતું, પરંતુ એક પ્રબળ હતું અને બીજું અપ્રબળ હતું. તોપણ અંતમાં, યાદવ, રાજેમતી અથવા વિષયભોગ અને અપમાનના ભયને પરાસ્ત થવું પડયું. ભ૦ અરિષ્ટનેમિ તેનાથી આકર્ષાયા નહિં, પણ દીન–દુઃખી જીવોની કરૂણાએ અથવા વિષયભોગની વિરક્તિએ ભ૦ અરિષ્ટનેમિને પોતાના તરફ ખેંચી લીધા.

ભ૦ અરિષ્ટનેમિના ઉપદેશપૂર્ણ ઉત્તરે, સઘળા યાદવોને ચકિત કરી દીધા. યાદવો પર, ભગવાનના ઉત્તરનો અત્યધિક પ્રભાવ પડયો અને લગભગ એક હજાર યાદવો પર તો એવો પ્રભાવ પડયો કે, તેઓ પણ સંસારને બંધન સમજીને, તેથી વિરક્ત બનીને, ભ૦ અરિષ્ટનેમિને સાથ આપવા માટે તૈયાર થઇ ગયા. શ્રીકૃષ્ણ તથા દશીય દશાર્હ વગેરે પણ, ભગવાનને રોકી રાખવા બાબતમાં હતોત્સાહ બની ગયા. તેઓ ભ૦ અરિષ્ટનેમિને બીજું કાંઇ પણ કહેવાનું સાહસ કરી શકયા નહિ.

શ્રીકૃષ્ણાદિ યાદવો તો, ભ૦ અરિષ્ટનેમિને રોકવા માટે પ્રયત્નશીલ હતા, અને બીજી બાજુએ, ઉગ્રસેનના મહેલમાં રાજકુમારી

રાજેમતી મૂર્છિતાવસ્થામાં પડી હતી. અનેક પ્રયત્નોદ્વારા, મૂર્છા દૂર થતાં રાજેમતી કહેવા લાગી:- ધિક્કાર છે મારા જીવનને કે પ્રાણનાથ મને છોડીને ચાલ્યા ગયા ! હે પ્રાણનાથ ! હે હૃદયેશ્વર ! આપ આ દાસીને છોડીને ન જાઓ. જો આપ અભાગિની રાજેમતીને છોડીને ચાલ્યા જશો તો તે કોઈ તરફની નહિં રહે.

આ પ્રમાણે રાજેમતીને વિલાપ અને પ્રલાપ કરતી જોઈને, તેના માતાપિતા તેને સમજાવવા લાગ્યાં. તેઓ રાજેમતીને કહેવા લાગ્યાં:- પુત્રી રાજેમતી ! તું આ શું બકે છે ? તને છોડીને કોણ ચાલ્યું જાય છે ? જરા વિચાર તો ખરી કે, ભ૦ અરિષ્ટનેમિ જ્યારે જાન સજીને (શણગારીને-લઈને) તારી સાથે લગ્ન કરવા માટે આવ્યા છે, તો તેઓ તારી સાથે લગ્ન કર્યા વગર કેમ પાછા જશે ! જો જાન જોડીને આવ્યા છે તો તારી સાથે લગ્ન કરશે જ. જો લગ્ન કરવું ન હોત તો તે જાન લઈને તથા વરરાજા બનીને આવત જ કેમ ? હવે રહી તેમના પાછા ફરવાની વાત. પણ તેનું તો કોઈ બીજું જ કારણ હશે અને હજુ તેઓ પાછા વળ્યા જ ક્યાં છે ? જો, તેઓ સામે જ ઉભા છે. કદાચ, અરિષ્ટનેમિ લગ્ન કર્યા વગર પાછા જવાનું ઈચ્છે, તે પણ શ્રીકૃષ્ણ આદિ યાદવો તેમને પાછા જવા કેમ દે ? કદાચિત્ અરિષ્ટનેમિ, પોતાના સઘળા વડિલ યાદવોનો આગ્રહ ઠેલીને પાછા જાય તો તેમાં આપણને શું નુકશાન છે ? તેમાં તો તેમનો જ ઉપહાસ છે. છતાં પણ, અત્યારે આ જાતની આશંકા નિષ્કારણ છે. ભ૦ અરિષ્ટનેમિ પોતાના પિતા, કાકા, ભાઈ વગેરેનું કહેવું ન માને તે સંભવિત નથી એટલા માટે તું, અત્યારથી વિના કારણે અધીરી ન બન.

માતાપિતાને, પોતાની સામે આ પ્રકારે સમજાવતાં જોઈને રાજેમતી કાંઈક સંકોચ પામી. તે મુંગે મોઢે ઉભી થઈને, ઝરૂખા પાસે ચાલી ગઈ; અને સખીઓની સાથે, ત્યાંથી જાન તથા ભ૦ અરિષ્ટનેમિને જોવા લાગી; છતાં તેનાં હૃદયમાં ધીરજ ન હતી

અનિષ્ટની આશંકા તેનાં હૃદયમાં ઉથલપાથલ મચાવી રહી હતી. તેની સખીઓ તેને ધીરજ આપવા માટે અનેક પ્રકારની વાતો કહેતી હતી, પરંતુ તેનું યથેષ્ટ પરિણામ ન આવ્યું. સખીઓની વાતોથી, રાજેમતીની ચિંતા અને આશંકા ન મટી, પણ ક્ષણે ક્ષણે વધતી જ ગઈ.

શ્રીકૃષ્ણ પ્રમુખ યાદવો વડે ભગવાનને ઘેરાયેલા દેખીને, કયારેક ક્ષણ વારને માટે એવી આશા થઇ જતી કે, ભગવાન તોરણદ્વાર પર આવશે; પરન્તુ બીજી જ ક્ષણે આશંકાથી ઉત્પન્ન નિરાશા, તે આશાને નષ્ટ કરી દેતી હતી. આશા અને નિરાશાનું, આ પ્રકારે થોડીક વાર સુધી યુદ્ધ ચાલતું રહ્યું. રાજેમતીના હૃદય પર કયારેક એકનું આધિપત્ય થતું, તો કયારેક બીજાનું, પરંતુ અંતમાં આશાને પરાસ્ત થવું પડયું અને નિરાશાનો વિજય થયો. રાજેમતીએ જોયું કે, યાદવો ભગવાનની પાસેથી દૂર ખસવા લાગ્યા છે. તેઓ ભગવાનને રોકવામાં અથવા તોરણદ્વાર તરફ લાવવામાં સમર્થ થઈ શકયા નથી, અને ભગવાન જાનનો સાથ છોડીને પાછા જઈ રહ્યા છે. એ જોઈને રાજેમતી, ફરીથી એમ કહેતી થકી મૂર્છિત બનીને ઢળી પડી કે હાય! શું ભાગ્યમાં આવું જ લખાયું હતું? રાજેમતીની સખીઓ રાજેમતીને ફરીથી મૂર્છિત બનીને પડી જતી જોઈ બહુ જ ગભરાઈ અને ફરી તેની મૂર્છા દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગી.

☆

# ૮

# અસ્વીકૃતા રાજેમતી

**પ્રેમીને**, પોતાના પ્રેમપાત્રના વિયોગથી, અથવા પ્રેમપાત્ર મળવાની આશા ન રહેવાથી, જે મહાન દુઃખ થાય છે, તે તેને મૃત્યુથી પણ ભયંકર દુઃખ લાગે છે. તે મૃત્યુનું દુઃખ પ્રસન્નતાપૂર્વક સહન કરી શકે છે, તે દુઃખમાં પણ સુખ માની શકે છે, પરન્તુ પ્રેમાસ્પદના વિયોગનું દુઃખ, પ્રેમીને અસહ્ય થઈ પડે છે. આ દુઃખથી દુઃખિત થઈને જ, અનેક પ્રેમી પાગલ બની જાય છે અને આત્મહત્યા પણ કરી નાખે છે. પછી ભલે તે પ્રેમ ધનથી હો, જનથી હો કે બીજા કશાથી હો. આ નિયમ લગભગ બધી જગ્યાએ લાગુ પડે છે. બલ્કે, જે જેના પ્રત્યે જેટલો વધારે પ્રેમ કરે છે તેને તેના વિયોગ અથવા પ્રાપ્તિની નિરાશાથી, એટલું જ વધારે દુઃખ થાય છે.

રાજેમતી, ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે પ્રેમ ધરાવતી હતી. તે ભગવાન અરિષ્ટનેમિની અનન્ય ઉપાસિકા બની ચૂકી હતી, છતાં તેની આશાલતા પર પાણી ફરી વળ્યું હતું. ભ૦ અરિષ્ટનેમિ જાનની સાથે મોડ બાંધીને આવ્યા, પરંતુ તેઓ તોરણદ્વારથી થોડાક છેટા રહીને જ, પાછા વળી ગયા. આ ઘટનાથી રાજેમતીના હૃદયને કેવું દુઃખ થયું હશે તે બાબતને તો કેવળ તે જ વ્યક્તિ જાણી શકે કે જે કોઇ સાથે અત્યધિક પ્રેમ કરતી હોય, તો પણ તે પ્રેમપાત્રથી તેનો વિયોગ થઈ ગયો હોય અથવા તેના મેળાપની આશા ન રહી હોય.

શ્રીકૃષ્ણ, સમુદ્રવિજય, વસુદેવ પ્રમુખ સમસ્ત યાદવો, ભ૦ અરિષ્ટનેમિને રોકવામાં અસમર્થ બન્યા. ભ૦ અરિષ્ટનેમિના ઉપદેશથી પ્રભાવિત થઇને, સઘળા માણુસોએ ભગવાનનો માર્ગ છોડી દીધો. માર્ગ મળતાં જ, ભ૦ અરિષ્ટનેમિ પોતાના મહેલ તરફ ચાલી નીકળ્યા. માત્ર જાન જ રહી ગઇ. વર વગરની જાન કેવી શોભા રહિત થઈ જાય છે અને તે વખતે, જાનૈયાઓના હ્રદયમાં કેવા કેવા વિચારો થાય છે, તેમના હ્રદયમાં કેટલી લજ્જા તથા કેવી નિરાશા થાય છે, તે વાત, દરેક ગૃહસ્થ અનુમાનથી સહજ રીતે જાણી શકે છે. એ જ દશા, ભ૦ અરિષ્ટનેમિની જાનની અને જાનમાં આવેલા માણુસોની થઈ, પરન્તુ ઉપાય ન હતો.

ભ૦ અરિષ્ટનેમિના ચાલ્યા જવાથી, જાનૈયાઓની તો તે દશા થઈ જ; પણુ ઉગ્રસેન વગેરેને પણુ ખૂબ જ નિરાશા થઈ: અને જેની સાથે ભગવાનનો વિવાહ થવાનો હતો તે રાજેમતીની દશાનું તો કહેવું જ શું ? તે તો ભગવાનને જાનમાંથી બહાર નીકળતા જોઇને જ મૂર્છા ખાઇને જમીન પર ઢળી પડી. સખીઓએ ખૂબ પ્રયત્ન કરવાથી, તેની મૂર્છા દૂર થઈ, છતાં તેને મૂર્છિતાવસ્થાને બદલે, જાગૃતાવસ્થા વિશેષ દુ:ખ આપનાર નીવડી. તેનાં હ્રદયને ધૈર્ય ન હતું. તે જાગૃત થતાં જ, વિલાપ કરતી કહેવા લાગી:–હાય ! હું શું ધારતી હતી, મારી શી ભાવના હતી, મારૂં હ્રદય આશાથી ઉત્પન્ન થતી પ્રસન્નતા વડે કેવું આલ્હાદિત બન્યું હતું, અને મારી આંખો કેવી આતુર હતી ! હું ન્હોતી જાણુતી કે, એક જ ક્ષણુમાં કાંઇને બદલે કાંઇક થઈ જશે ! મારું મન, ભગવાનની પત્ની બનવાની ઉત્કંઠામાં હતું. મારી આંખો, ભગવાનનું દર્શન કરવા આતુર હતી; અને મારા હાથ ભગવાન ગ્રહણુ કરશે તેની પ્રતિક્ષા કરી રહ્યા હતા. પરન્તુ એ બધુંયે નિષ્ફળ નીવડયું. ભગવાન, મને સ્વીકાર્યા વિના જ ચાલ્યા ગયા. મારી આંખોની આતુરતા પૂરી ન થઇ. હાથની આશા, નિરાશામાં પરિણુમી.

મનની ભાવના મનમાં જ રહી ગઈ. આ બધું કેમ થયું ? ભગવાને મને કેમ ન અપનાવી ? મેં શો અપરાધ કર્યો હતો ? હે નાથ ! હે પ્રભો ! હે કરુણાસાગર ! આપે બંધનમાં પડેલાં તે પશુપક્ષીયો ઉપર તો કરુણા કરી, અને હું-અભાગિનીને કરુણાથી કેમ વંચિત રાખી ? હે શ્યામ ! મારાં નેત્રો પૂરતી રીતે આપનું દર્શન પણ ન પામ્યાં. આપે, આ દાસી પર દયા કરીને, દર્શન તો આપી જવા હતા ! હે પ્યારે ! આપે મારો અપરાધ તો બતાવવો હતો ! શું હું આપના દર્શન કરવા યોગ્ય ન હતી ? શું પાપિની રાજેમતીને આપ દર્શન દેવાનું પણ ઉચિત ન્હોતા સમજતા ? જો આપે જ મને અપનાવી નહિં, તો હવે સંસારમાં મારૂં કોણ રહ્યું ? જ્યારે મારી આશા પર જ વજ્ર પડયું ત્યારે હવે મારૂં જીવન શા કામનું ? અત્યારસુધી હું જે આશા-અંકુરને સીંચતી હતી તે, ફળ વખતે વૃક્ષ પર જ સંકટવૃષ્ટિ થઇ ગઇ. જો આપ મને અપનાવી લેવા ઇચ્છતા ન હતા તો, અને કદાચ આપની દષ્ટિમાં હું તેને યોગ્ય ન હતી તો, આપે મારી આશાઓ વધવા જ કેમ દીધી ! જો મારી આશાઓ પહેલેથી જ વધવા પામી ન હોત તો આજે મારે આ સંતાપનું લક્ષ્ય બનવું જ ન પડત. હે નાથ ! હે હૃદય સર્વસ્વ ! મને આશા હતી કે, હું, મહારાજા સમુદ્રવિજય તથા મહારાણી શિવાદેવીની પૂત્ર-વધૂ, શ્રીકૃષ્ણ વાસુદેવ તથા રામ બલદેવની બંધુ-વધૂ અને યદુકુળભૂષણ ભ૦ અરિષ્ટનેમિની ધર્મપત્ની બનીશ; પણ મારી એ બધી આશાઓ પાણીના પરપોટાની જેમ નષ્ટ થઇ ગઈ. આપ મને દૂરથી જ દર્શન આપીને ચાલ્યા ગયા. જેમના સુંદર રીતિએ દર્શન કરવા હું ઉત્સુક હતી, હું મને, જેમના ચરણ-કમળની દાસી બનાવી ચૂકી હતી, અને જેમની સેવા કરવા, હું ઉત્કંઠિત હતી, હે પ્રાણેશ ! તેઓ-આપ મને ઉપેક્ષાપૂર્વક ત્યાગી ગયા ! મારી સાથે વાત પણ ન કરી ! મારા આ ઘર સુધી પણ ન આવ્યા ! મારા માટે કોઈ સંદેશ પણ ન આપ્યો ! મને કોઇ માર્ગ પણ ન બતાવ્યો ! હે જીવનાધાર ! આપે ભલે મને અપરાધિની

માનીને ત્યાગી હોય, પરન્તુ હું છું તો આપની જ ને! આપના સિવાય મારા માટે બીજી ગતિ નથી. ભલે આપ મને આપની સમીપ રાખો, મારું સન્માન કરો, કે અપમાન કરો. અને મને આપની માનો કે ન માનો; પરંતુ હું તો પહેલેથી જ આપની થઇ ચૂકી છું. હવે મારી જીવનનૌકા, ભલે આપ પાર પહોંચાડો કે ઉંડા જળમાં ડૂબાડો, તે આપને અધિકાર છે.

રાજેમતી, આ પ્રકારની વાતો કહી કહીને દુઃખ કરવા લાગી. તેની સખીઓ, તેને સમજાવવા માટે અનેક પ્રકારની વાતો કહેવા લાગી. તેને ધીરજ આપવા માટે, અનેક ઉપાય કરવા લાગી; પરંતુ રાજેમતીને કોઈ પ્રકારનું ધૈર્ય ન થયું.

સખીઓના સમજાવવાથી, તે પોતાની એક સખીને કહેવા લાગીઃ-સખી! હું એક તરફ વિચારું છું તો મને પ્રસન્નતા થાય છે, પણ બીજી તરફ જોઉં છું ત્યારે દુઃખ થાય છે. પ્રાણનાથે મને ગૌરવ બક્ષ્યું-મને સઘળી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ માની-આ વિચાર કરતાં તો મને પ્રસન્નતા ઉપજે છે. જગત્‌માં અનેક કન્યાઓ છે, છતાં ભગવાન, તેમાંની કોઇને માટે પણ આ રીતે જાન જોડીને ન ગયા. માત્ર મારે જ માટે પધાર્યા. વાસુદેવ, સમુદ્રવિજય પ્રમુખ શ્રેષ્ઠ યાદવો અને સ્વયં ભગવાને, મને જ તે માટે યોગ્ય માની. તે સાથે જ ભગવાન, દુઃખી જીવોની કરુણાથી પ્રેરિત બનીને, જગત્‌માં દયાનો-અહિંસાનો પ્રચાર કરવા માટે, દુઃખી જીવોને શરણ આપવા માટે, તથા જગત્‌જીવોને આત્મકલ્યાણને પંથે વાળવા માટે અને પોતે પણ મોક્ષ પ્રાપ્ત કરવા માટે ગયા છે, તે પણ મારા માટે ગૌરવની વાત છે.

જ્યારે હું એમ વિચારું છું કે, ભગવાને દુઃખી જીવોની કરુણાને માટે જ મને ત્યાગી છે, ત્યારે તો મારા હર્ષનો પાર જ રહેતો નથી. તે સમયે હું મને પોતાને મહાભાગ્યશાળી માનું છું અને વિચારું

છું કે, હું પોતે જેને સમર્પિત થઈ છું તેની બરોબરી કરનાર આજ સુધી સંસારમાં કોઇ થયું જ નથી. પશુપક્ષીયોની કરુણા વાસ્તે, યુવાવસ્થામાં, અને તે પણ બરોબર લગ્નને સમયે જ, લગ્ન ન કરતાં, આજ સુધીમાં કોણ સંસારથી વિરક્ત થયેલ છે? માત્ર ભ૦ આરિષ્ટ-નેમિ જ એવા નીકળ્યા છે. સખી! મને જ્યારે આ જાતનાં વિચારો થાય છે ત્યારે તો પ્રસન્નતા થાય છે, પરંતુ જ્યારે એ બાબતનું ધ્યાન થાય કે, ભગવાન મને વર્યા વિના તોરણદ્વાર પરથી જ કેમ ચાલ્યા ગયા, તે વખતે મને ઘણું જ દુઃખ થાય છે. ભગવાન મને વર્યા વિના જ ચાલ્યા ગયા, તે ધ્યાન થતાં, મારા હૃદયમાં ઘણું દુઃખ થાય છે. તે વખતે મને એવો વિચાર થાય છે કે, જો ભગવાન મને પરણ્યા હોત-મારૂં પાણિગ્રહણ કર્યું હોત અને પછી ગયા હોત તો શી હરકત હતી? હું સાંસારિક વિકારોની પૂર્તિ માટે તો ભગવાનની અર્ધાંગિની બનતી ન હતી; એટલા માટે ભગવાન મને પરણીને કહી શકતા હતા કે, હું સાંસારિક વિષયભોગો છોડીને, જગતમાં કરુણાનો પ્રચાર કરવા, ભવ્ય જીવોને કલ્યાણનો માર્ગ બતાવવા અને મુક્તિ રૂપી લક્ષ્મીને મેળવવા માટે જાઉં છું; જો ભગવાન મારી સાથે લગ્ન કરીને પછી જાત, તો શું હું તેમને રોકત? શું હું તેમના માટે મોક્ષમાં વિઘ્ન આપનાર નીવડત? જો નહિ, તો પછી ભગવાન મને પરણીને કેમ ન ગયા, એ બાબતનું મને અતિશય દુઃખ છે. હું સમજું છું કે, ભગવાને મને જાણી તો ખરી, અને એટલે જ તેમણે મને ગૌરવાન્વિત કરી, પરન્તુ પૂરી રીતે ન જાણી; એટલેજ તેઓ એવા વિચારથી મને ન પરણ્યા કે, લગ્ન પછી તે મારા મોક્ષપથમાં વિઘ્નરૂપ બની જશે. જો આ જ વિચારથી ભગવાન મને પરણ્યા વિના ગયા હોય, તો હું એ જ કહીશ કે, તેમણે મને સંપૂર્ણ રીતે ઓળખી નહિં. હું ક્ષત્રિય-કન્યા છું. ક્ષત્રિયકન્યા, પોતાના-પતિને-જો તે યુદ્ધથી ભય પામતો હોય તો નમ્રતાપૂર્વક છતાં મર્મભર્યાં વચનો વડે યુદ્ધ-સન્મુખ કરે છે અને યુદ્ધને માટે પતિને પોતાના હાથે સુસજ્જિત કરીને, રણસંગ્રામમાં

મોકલે છે, કે જ્યાં પ્રાણોની હારજીત છે. જ્યારે ક્ષત્રિય કન્યાઓ આવે વખતે પણ પતિને રોકતી નથી પણ પ્રેરણા આપીને યુદ્ધભૂમિમાં મોકલે છે, તો પછી, કર્મશત્રુઓ સાથે યુદ્ધ કરીને, જીવન્મુક્ત બનવા માટે, પતિને જતાં કેમ રોકું? હું તેમને પ્રસન્નમુખે વિદાય આપત; છતાં સખી! પતિ મને કેમ ન પરણ્યા તે કારણ હવે હું સમજી શકી છું. હું અત્યારે એમ તો કહું છું કે, પતિ મને પરણીને ગયા હોત તો હું પોતે જ તેમને વિદાય આપત; પરન્તુ જ્યારે તેઓ મને પરણત ત્યારે કદાચ મારા હૃદયમાં આવી જાતના વિચારો ન આવત; અને પછી તેમને રોકવા માટે હું, મારી આંખોમાંથી અશ્રુ વહાવત, તેમની પાસે દયાની ભિક્ષા માગત, તેમના ચરણ પકડત અને એ જ પ્રાર્થના કરત કે, આપ મને છોડીને ન જશો. સખી! જેઓ એવા દયાળુ છે કે, પશુપક્ષીયોને પણ દુઃખિત ન જોઈ શકયા, તેમને પણ દુઃખમુક્ત કરી દીધા, તેઓ મારી આંખોમાંથી નીકળતાં અશ્રુઓ કેમ જોઈ શકત? મને દુઃખી જોઇને કેમ ચાલ્યા જાત? મને રુદન કરતી છોડીને કેમ જાત? આ રીતે પતિને માટે હું વિઘ્નકર્તા જ બનત. કોમળહૃદય ભગવાન એટલા માટે જ મને ન પરણ્યા અને તોરણ-દ્વાર આગળથી ચાલ્યા ગયા.

રાજેમતીની સખીઓ રાજેમતીની વાતો સાંભળીને આશ્ચર્ય પામતી અને તેને વારંવાર ધીરજ રાખવા તથા ભગવાનને ભૂલી જવા સમજાવતી; પરન્તુ રાજેમતીનું દુઃખ કોઈ પણ પ્રકારે ઓછું ન થયું. તે ભગવાનના વિરહે દુઃખિત બની, સખીઓ પ્રત્યે પોતાની વિરહવેદના પ્રગટ કરતી અને ભગવાનના જ ગુણગાન કરતી.



૯

# પરિવર્તન

સુજજન મનુષ્યોનો એ સહજ સ્વભાવ હોય છે કે, તેઓ બીજાના લાભમાં પોતાનો લાભ, અને બીજાની હાનિમાં પોતાની હાનિ માને છે. તેઓ બીજાઓનું હિત જાણીને પ્રસન્ન થાય છે અને બીજાઓનું અહિત જાણીને દુઃખી થાય છે. બીજાના હિતાહિતને તેઓ પોતાનુંજ હિતાહિત માને છે. બલ્કે, પોતાના હિતાહિતથી તેઓ પ્રસન્ન કે દુઃખી નથી થતા, પરંતુ બીજાઓનું અહિત જોઈ–સાંભળીને દુઃખી અને બીજાઓનું હિત અથવા બીજાઓને સુખી જોઈને, પ્રસન્ન થવાનો, તેમનો સ્વભાવ જ હોયછે. બીજા કોઈને દુઃખી અથવા તેનું અહિત થતું જોઈને, તેઓ એવી ભાવના પણ નથી લાવતા કે હવે આ વખતે મારે મારો અમુક સ્વાર્થ સાધી લેવો જોઈએ. તેઓ, બીજાના હિતને અર્થે પોતાનો સ્વાર્થ સુદ્ધાં છોડી દે છે; તો પછી બીજાના અહિતથી પોતાનો સ્વાર્થ સાધવાની વાત તો અલગ જ રહી. તેથી ઉલટું, દુર્જનોનો સ્વભાવ સજ્જનોના સ્વભાવથી સર્વથા વિપરીત હોય છે. તેઓ બીજાઓના લાભમાં પોતાની હાનિ અને બીજાઓની હાનિમાં પોતાનો લાભ માને છે. બીજાઓને સુખમાં જોઈને દુઃખી થાય છે અને બીજાઓને દુઃખી દેખીને પ્રસન્ન થાય છે. કોઈને વિપત્તિમાં આવેલા જોઈને, સજ્જન માણસો તો તેઓને સહાય કરેછે, તેની વિપત્તિ ટાળવાનો પ્રયત્ન કરેછે, પરંતુ દુર્જન માણસો બીજાઓની વિપત્તિને પોતાની સ્વાર્થપૂર્તિનું એક સાધન માને છે, અને સમજે કે, અમારું કાર્ય સિદ્ધ થવા માટે જ તેના પર એવી વિપત્તિ આવી

છે. આ જ બાબતોને દષ્ટિમાં રાખીને, એક કવિ દુર્જનોની નિ
કરતા કહે છે–

**विष धरतोऽप्यति विषमः खल इति न मृषा वदन्ति विद्वांस**
**यदय न कुल द्वेषी सकुल द्वेषी पुनः पिशुनः ॥**

સજ્જનતા કે દુર્જનતા, પોતાના સંસ્કારોથી જ–પોતા સ્વભાવથી જ હોયછે. તેથી તેની સાથે કુલ, જાતિ કે માતા પિતા બહુ વધારે સંબંધ નથી. એકજ કુલ, એકજ જાતિ અને એક માતાપિતાથી પણ બંને પ્રકારના મનુષ્ય ઉત્પન્ન થાય છે. જે સ્વાતિ જળબિંદુથી, છીપમાં મોતી પેદા થાયછે તેનાથી જ સાપમાં િ પણ પેદા થાયછે. રાવણ અને વિભીષણ, એક જ પિતાના પુત્રો હ કૌરવ અને પાંડવ, એક જ કુળના હતા, અને કંસ તથા અતિમુ મુનિ પણ એકજ માતા–પિતાથી ઉત્પન્ન થયા હતા, છતાં બંનેના સ્વભાવ અને વિચારમાં કેવી વિષમતા હતી! આ પર સ્પષ્ટ છે કે, દુર્જનતા–સજ્જનતાનું કારણ, પોતાનો સ્વભાવ છે. વિષયમાં કુલ, વંશ અથવા માતા–પિતા જ કારણભૂત નથી. જો સંતાનમાં માતાપિતાનો સ્વભાવ પણ આવે છે પરન્તુ એમ ન શકાય કે, સંતાનમાં માતા–પિતાના ગુણ–દુર્ગુણ આવે જ છે. કયા એમ પણ હોય છે અને કયારેક નથી પણ હોતું.

ભ૦ અરિષ્ટનેમિના નાના ભાઇનું નામ, રથનેમિ હતું. જો રથનેમિ અને ભ૦ અરિષ્ટનેમિ બંને સહોદર ભાઈઓ હતા, છતાં બંને વિચારમાં અત્યધિક વિષમતા હતી. ભ૦ અરિષ્ટનેમિ કેવા વિચ ધરાવતા હતા તે તો આ કથાથી જણાયું છે, પરંતુ રથનેમિના વિચ તે યાદવોના જેવા જ હતા કે જે યાદવો સ્ત્રીભોગ દ્વારા મનુષ્ય–જન્મ સાર્થકતા માનતા હતા, તથા તેને માટે ઉચિત–અનુચિત બધું શકતા હતા. ભ૦ અરિષ્ટનેમિ, રાજેમતીને પરણ્યા વગર પાછા ફ

તેથી બીજા બધા યાદવોને તો ખેદ થયો પરંતુ રથનેમિને આનંદ થયો. તેમને ઉત્પન્ન થયેલી પરિસ્થિતિનો અનુચિત લાભ લેવાની લાલચ થઈ. તે વિચારવા લાગ્યા કે, રાજેમતી જેવી ઉત્કૃષ્ટ રમણીને છોડીને મારા ભાઇ ચાલ્યા ગયા, તેથી એમ લાગે છે કે તેઓ સ્ત્રીઓના પરીક્ષક નથી અને શૃંગારરસના રસીક પણ નથી. નહિંતો રાજમતી સાથે લગ્ન કર્યા વગર જ કેમ પાછા ફરે ? જો તેમને દીક્ષા લેવી હતી તો રાજેમતી સાથે લગ્ન કરીને, સુખ ભોગવ્યા પછી જ દીક્ષા લેવી હતી ! સંસારના આ આનંદને તરછોડીને તથા રાજેમતીને નહિં પરણીને, ભાઇએ બહુજ મોટી ભૂલ કરી છે. ઉગ્રસેનપુત્રી રાજેમતીને મેં જોઈ છે. તે સોળે કળાએ સંપૂર્ણ સૌંદર્યવાન સ્ત્રી છે. મેં તો રાજેમતીના રૂપની બરોબરી કરનાર બીજી કોઈ સુંદર સ્ત્રી આજ સુધીમાં જોઇ નથી. એવી સુકુમારી અને નવયૌવના રાજેમતીને ત્યાગી દેવાની ભૂલ, જો કોઈ કરી શકે તો માત્ર તે જ કરી શકે, કે જે સ્ત્રીરત્નનો પરીક્ષક ન હોય. હું તો તેને જોઇને આશ્ચર્યચકિત જ બની ગયો છું. મારૂં મન મારા કાબુમાં રહ્યું ન હતું, પરન્તુ ભાઈની સાથે તેનો વિવાહ થઈ રહ્યો હતો એટલા માટે હું વિવશ હતો. પરંતુ ભાઇ તો રાજેમતીને છોડી ચાલ્યા ગયા. હવે રાજેમતી શું કરશે ? ભાઈની સાથે તેનો વિવાહ તો થયો નથી, તે તો હજુ કુમારી જ છે; એટલે અવશ્ય તેનો વિવાહ કોઈ બીજા સાથે થશે જ. હવે જો તેનો વિવાહ કોઈ બીજા સાથે થવાનો જ છે, તો પછી હુંજ તેની સાથે વિવાહ કેમ ન કરું ? એવું ઉત્કૃષ્ટ કન્યારત્ન કોઈ બીજાના હાથમાં જવા દેવાને બદલે, અને જે કન્યા યદુકૂળની વધૂ બનનારી હતી તેને કોઈ બીજાની વધૂ બનવા દેવાને બદલે, તેની સાથે મારે મારો વિવાહ કરી લેવો એ કોઇ રીતે અનુચિત ગણાશે નહિં. હું માનું છું ત્યાંસુધી રાજેમતી પ્રસન્નતાપૂર્વક મને તેનો પતિ બનાવવાનો સ્વીકાર કરશે. એટલા માટે મારે આ વિષે પ્રયત્નશીલ બનવું જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી રથનેમિએ રાજેમતી પાસે પોતાના

લગ્નનો પ્રસ્તાવ મોકલવાનો નિશ્ચય કર્યો. તે માટે તેણે એક એવી દૂતીને તૈયાર કરી કે જે ઉગ્રસેનના મહેલમાં જતી આવતી હતી અને રાજેમતીથી પરિચિત પણ હતી. રથનેમિએ તે દૂતીને પોતાનો પ્રસ્તાવ સંભળાવીને કહ્યું કે, જો તું રાજેમતી સાથે મારા લગ્નનો સ્વીકાર કરાવી લાવીશ તો હું તને ખૂબ ઇનામ આપીશ.

ઇનામના લોભે દૂતી, રથનેમિનો વિવાહ-પ્રસ્તાવ લઈને રાજેમતીના મહેલમાં ગઈ. ત્યાં જઈને તેણે રાજેમતીને કહ્યું કે, મારે આપને એકાન્તમાં કાંઇક કહેવું છે. રાજેમતી સરળ સ્વભાવની હતી. તે, એકાંતમાં મને શું કહેવા માગે છે તેનું તે અનુમાન પણ ન કરી શકી, તેમ તેને કોઇ એવું કારણ પણ ન લાગ્યું કે, જેથી તે, તે સ્ત્રી સાથે એકાંતમાં વાતચીત કરવાનો ઇન્કાર કરે. રાજેમતી, તેને મહેલમાં જ એક બાજુ લઇ ગઈ અને તેણે દૂતીને કહ્યું કે હવે તારે જે કહેવું હોય તે કહે.

દૂતી કહેવા લાગી—રાજકુમારી! જેની સાથે તમારો વિવાહ થવાનો હતો તે અરિષ્ટનેમિ તમને પરણ્યા વગર જ ચાલ્યા ગયા તે તો તમે જાણો જ છો. હવે તેઓ ફરીને પાછા આવે અને તેમની સાથે તમારો વિવાહ થાય તેની પણ કોઈ આશા નથી. આવી સ્થિતિમાં, તમે તમારી આ શરીર-સંપત્તિ તેમના માટે શા માટે ગૂમાવી રહ્યા છો? તેથી કાંઈ લાભ તો થવાનો નથી. આ ઉપરાંત, જે પુરુષના હૃદયમાં સંસાર પ્રત્યે વિરક્તભાવ છે, તેની સાથે વિવાહ કરીને કઈ સ્ત્રી સુખ મેળવી શકે? એટલા માટે તમે તમારી આ યુવાવસ્થા અને તમારું આ સૌંદર્ય તેમની પાછળ નષ્ટ થવા ન દ્યો; પણ કોઈ બીજા સુંદર પુરુષને તેનાં ( યુવાવસ્થા અને સૌંદર્યનાં ) સ્વામી બનાવીને સંસારનો આનંદ ભોગવો. અરિષ્ટનેમિએ તમારાં આ રૂપ-લાવણ્યનો તિરસ્કાર કર્યો, તેથી શું થયું! તેમના તરફથી અનાદર થતાં, તમારું રૂપ-લાવણ્ય દૂષિત થતું નથી. અરિષ્ટનેમિ જેવા, બલકે તેમનાથીયે

સુંદર સેંકડો પુરુષો તમને મેળવવા માટે ઇંતેજાર છે. બીજાઓ તો બાજુયે રહ્યા, પણ અરિષ્ટનેમિના નાના ભાઇ રથનેમિ જ તમારી સાથે લગ્ન કરવા ઇચ્છા રાખે છે. તેઓ અરિષ્ટનેમિની અપેક્ષાએ સુંદર પણ છે અને યુવક પણ છે. અરિષ્ટનેમિ શ્યામ વર્ણના છે પરન્તુ રથનેમિ ગૌરવર્ણના છે. રથનેમિની ઉંમર પણ અરિષ્ટનેમિની ઉંમર કરતાં ઓછી છે. આ પ્રમાણે અરિષ્ટનેમિના મુકાબલે, રથનેમિ સર્વ પ્રકારે યોગ્ય વર છે. તેમણે મારી મારફત તમારી પાસે વિવાહનો પ્રસ્તાવ પણ મોકલ્યો છે. હું તમને સલાહ આપું છું કે, તમે રથનેમિના વિવાહપ્રસ્તાવનો સ્વીકાર કરી લ્યો અને આ રીતે શરીરને ક્ષીણ ન કરો.

દુતીની વાત સાંભળીને, રાજેમતીના શરીરમાં સનસનાટી વ્યાપી ગઈ. તે વિચારવા લાગી કે શું રથનેમિ, પોતાના ભાઈએ ત્યજેલી સ્ત્રી સાથે લગ્ન કરવા તૈયાર છે! શું તેમનું આટલું બધું અધઃપતન છે! તેમને એ વિચાર પણ ન થયો કે, તે સ્ત્રી હોવા છતાં પણ મારા ભાઇના સંબંધનો આટલો વિચાર કરે છે અને હું પુરુષ છતાં, પોતાના ભાઇના સંબંધનો વિચાર નથી કરતો ! રથનેમિ કુલીન છે, ભ૦ અરિષ્ટનેમિના નાના ભાઈ છે, એટલે મારે જે કાંઇ જવાબ આપવો છે તે તેમને પોતાને જ કેમ ન આપું ? આ દૂતીને કોઈ જાતનો જવાબ આપવાથી શો લાભ ? તેઓ પોતે જ્યારે મારા સન્મુખ હશે અને હું, યુક્તિપૂર્વક તેમના પ્રસ્તાવનો અસ્વીકાર કરીશ ત્યારે સંભવ છે કે તેમનું હૃદય હંમેશને માટે શુદ્ધ બની જશે.

આ પ્રમાણે વિચાર કરીને, રાજેમતીએ તે દૂતીને કહ્યું:-રથનેમિજી મને ચાહતા હશે, પરન્તુ હું તેમણે મોકલેલા વિવાહ પ્રસ્તાવનો ઉત્તર તમને નહિ આપું, પણ રથનેમિજીને જ આપીશ; એટલે તમે તેમને કહેજો કે તેઓ પોતે જ આવીને તેમના પ્રસ્તાવનો જવાબ લઈ જાય, તથા તેઓ પોતાની સાથે કોઈ એવો પેય (પીવાનો) પદાર્થ અવશ્ય

લેતા આવે કે જે તેમને અધિકમાં અધિક પ્રિય હોય. આ વિષયમાં હું તેમના સિવાય કોઇ બીજા સાથે વાત પણ નહિં કરૂં.

રાજેમતીએ દૂતીને આ જવાબ કોઈ જુદા જ અભિપ્રાયથી આપ્યો હતો, પરન્તુ રાજેમતીના જવાબનો દૂતીએ એ આશય કાઢયો કે, જ્યારે રાજેમતી પોતે જ રથનેમિને પોતાને ત્યાં બોલાવે છે તો પછી વિવાહ–પ્રસ્તાવનો સ્વીકાર કરવામાં બાકી શું રહ્યું? તે ખુશી થતી રથનેમિ પાસે આવી. તેણે રથનેમિને રાજેમતીનો જવાબ સંભળાવીને કહ્યું કે–મારા માનવા પ્રમાણે રાજેમતી આપનો વિવાહ-પ્રસ્તાવ સ્વીકારી લેશે. સંભવ છે કે તેણે આપને જોવા માટે જ બોલાવ્યા છે અને પેય (પીવાનો) પદાર્થ કદાચ એ જાણવા માટે મંગાવ્યો હશે કે આપ તેની ઇચ્છા પૂરી કરો છો કે નહિં? એટલે આપ કોઈ ઉત્તમ પદાર્થ લઇને, રાજેમતીને ત્યાં જાઓ. મને વિશ્વાસ છે કે તે આપને દેખીને જ પતિ તરીકે સ્વીકારી લેશે.

દૂતી મારફત રાજેમતીનો જવાબ સાંભળીને, રથનેમિ ઘણા જ પ્રસન્ન થયા. તેઓ પોતાના મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરવા લાગ્યા અને તે કલ્પનાઓમાં જ આનંદ માનવા લાગ્યા. તેમનું હૃદય રાજેમતીને ત્યાં જવા માટે અને રાજેમતીદ્વારા પોતાના પ્રસ્તાવની સ્વીકૃતિ સાંભળવા માટે ઉત્સુક બની ગયું.

રથનેમિ, પોતાના શરીર પર સારાં સારાં વસ્ત્રાભૂષણ સજીને, રાજેમતીને ત્યાં ચાલ્યા. તેમની સાથે એક સેવકને, રત્નજડિત સુવર્ણથાળમાં એક પ્યાલામાં કોઇ પેય પદાર્થ રાખીને અને તેના ઉપર કીંમતી તથા સુંદર વસ્ત્ર ઢાંકીને, લઇ ચાલ્યા. ભારે ઉમંગપૂર્વક રથનેમિ રાજેમતીના મહેલે ગયા.

રાજેમતીએ રથનેમિનો સત્કાર કર્યો. તે તેમને કહેવા લાગી કે–ખરેખર, તમે બધી રીતે સુંદર છો, દૂતી યથાર્થ કહેતી હતી. જ્યારથી

મારી પાસે દૂતી મારફત તમારો વિવાહ–પ્રસ્તાવ આવ્યો, ત્યારથી હું આપની રાહ જોતી હતી. આનંદની બીના છે કે, આપે મારા માટે અહિં પધારવાનું કષ્ટ ઉઠાવ્યું.

રાજેમતીની વાત સાંભળીને, રથનેમિના હૃદયમાં આનંદની લહેરો ઉછળી રહી હતી. તેઓ પોતાના મનમાં ખૂબજ ફૂલાતા હતા; અને વિચારતા હતા કે, સારૂં થયું જે રાજેમતી સાથે ભાઈનો વિવાહ ન થયો અને તેઓ તોરણદ્વારથી જ પાછા વળી ગયા! જણાય છે કે, આ સૌંદર્યની પ્રતિમા મારા જ ભાગ્યમાં હતી, આથી જ ભાઈએ તેની સાથે લગ્ન ન કર્યું; નહિં તો આ ત્રિલોકસુંદરી મને કેમ પ્રાપ્ત થાત!

રાજેમતીની વાત પૂરી થતાં, રથનેમિ કહેવા લાગ્યા–રાજકુમારી! મેં તમારા સૌંદર્યની અને તમારી ચાતુરીની જે પ્રશંસા સાંભળી હતી તે બીલ્કુલ સાચી જ નીકળી, એ જાણીને મને ખૂબ જ આનંદ થાય છે. સાચે જ તમે સંસારમાં અદ્વિતીય સુંદરી છો. મેં જ્યારથી તમારાં સૌંદર્યની પ્રશંસા સાંભળી અને તમને જોયાં ત્યારથી જ મારા હૃદયમાં તમારી સાથે લગ્ન કરવાની ઈચ્છા થઇ ગઈ હતી, પરન્તુ વચમાં મારા ભાઈનો સંબંધ તમારી સાથે જોડાઇ ગયો હતો, એથી મારે મારી ઈચ્છા દબાવી દેવી પડી હતી પરન્તુ જેની જેના સાથે સાચી લગની હોય છે તે તેને મળી જ રહે છે. કદાચ આ બાબત સાચી ઠરાવવા માટે જ, મારા ભાઇ, તમારી સાથે લગ્ન કર્યા વગર જ પાછા ફર્યા હોય, અને મને આ સૌભાગ્યનો સુઅવસર પ્રાપ્ત થયો હોય, જો કે મને વિશ્વાસ છે કે, તમે મારો પ્રસ્તાવ સ્વીકારશો જ, છતાં હું તમારા મુખથી તેની સ્વીકૃતિ સાંભળવા ઉત્સુક છું.

રથનેમિની વાત સાંભળીને, રાજેમતી પોતાના હૃદયમાં વિચાર કરતી હતી કે! હાય, સંસારમાં પુરુષોનું આટલું પતન છે! મારાં રૂપ–

લાવણ્ય પર મુગ્ધ બનીને, રથનેમિ પોતાના ભાઇનું પણ અનિષ્ટ ઇચ્છે છે! તેના હૃદયનો ભ્રાતૃસ્નેહ પણ શું સૂકાઈ ગયો હતો? ભગવાને મારો કોઈ પણ કારણે ત્યાગ કર્યો હોય, પરન્તુ તેમના ત્યાગને રથનેમિએ પોતાનું સૌભાગ્ય માન્યું! ધિક્કાર છે તે મોહને, કે જેના પ્રતાપે આવું અને આથીયે ભયંકર પાપ થાય છે! ભગવાન મારી સાથે લગ્ન કર્યા વગર જ પાછા ફર્યા, પરન્તુ જો તેઓ મારી સાથે લગ્ન કરત, તો આવા મોહાંધ ભાઈદ્વારા, તેમની હત્યા કરવાની ચેષ્ટા પણ થાય તેમાં કાંઇ અસંભવિત બાબત નથી.

રાજેમતીએ રથનેમિને કહ્યું—મેં આપના પ્રસ્તાવનો ઉત્તર આપવા માટે તો આપને બોલાવ્યા જ છે. આપ ધીરજ રાખો, પરંતુ મેં તે દૂતીને એમ પણ કહ્યું હતું કે તેઓ તેમની સાથે મારા માટે કોઈ પ્રિયમાં પ્રિય પીવાનો પદાર્થ લેતા આવે. શું તમે કોઇ પેય પદાર્થ લાવ્યા છો?

રથનેમિ—હા, હા, હું તમારી આ સૌથી પહેલી આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરી શકું? તમે, મારા પ્રેમની પરીક્ષા કરવા માટે એક તુચ્છ વસ્તુ જ મંગાવી, પરંતુ જો તમે કોઇ મોટામાં મોટી વસ્તુ પણ મંગાવી હોત તો હું તે પણ લાવવાનો પ્રયત્ન કરત; અને તે એટલે સુધી કે કદાચ તમે મારો પ્રાણ માગત, તો પણ હું તે તમને આપવા માટે જરા પણ સંકોચ પામત નહિં.

એમ કહીને રથનેમિએ સેવક પાસેથી થાળ લઈ લીધો અને તેના ઉપરનું કપડું દૂર કરીને, તેમાં રાખેલ પેય પદાર્થનો પ્યાલો રાજેમતીની સામે ધરી રાખ્યો. ઉત્તેજિત થઇને રાજેમતીએ થાળમાંથી પેય પદાર્થનો પ્યાલો લઇ લીધો. તેણે વિચાર્યું કે આ વખતે રથનેમિ અત્યધિક મોહગ્રસ્ત છે. તે મોહની સૌથી ઉંચી સીડી પર પહોંચી ચૂકેલ છે. આ વખતે, જો તેમને મોહની તે સીડીથી ઉતારીને ઉપદેશ

અપાય તો ઘણો જ સારો પ્રભાવ પડશે. જેઓ એક તરફ જેટલે ઉંચેથી પડે છે તેઓ બીજી તરફ તેટલા જ ઉંચે ચડે છે, એ નિયમ જ છે.

આ પ્રમાણે વિચાર કરી, રાજેમતી રથનેમિનો લાવેલો પદાર્થ પી ગઈ, અને તે ઉપર પોતાની પાસે રાખેલી એવી ઔષધિ ખાઇ ગઈ, કે જેમાં તત્કાળ વમન કરાવવાનો ગુણ હતો. રાજેમતીને, પોતાના લાવેલા પેય પદાર્થને પી જતી જોઇને રથનેમિનો આનંદ વિશેષ વૃદ્ધિ પામ્યો. તેઓ વિચારતા હતા કે, મારો પ્રસ્તાવ રાજેમતીએ માની લીધો છે. મારી લાવેલી ભેટને સ્વીકારવી, બલ્કે તરત જ પી જવી, તે મારો પ્રસ્તાવ માનવાનું પ્રમાણ છે. પરંતુ રાજેમતીએ, આ પેય પદાર્થ કયા ભાવો વ્યક્ત કરવા માટે મંગાવીને પીધો છે ? કદાચ તે એમ બતાવતી હોય કે, જેવી રીતે હું આપના આ પદાર્થને મારામાં સ્થાન આપું છું તેવી જ રીતે આપને પણ મારા હૃદયમાં સ્થાન આપું છું.

રથનેમિ, આવી જાતની કલ્પનાઓ કરતાં, પોતાના હૃદયમાં હર્ષ પામતા હતા. તેમનું અનુમાન હતું કે, હવે રાજેમતીના મોઢે એ જ શબ્દો નીકળનાર છે, કે–'મેં આપનો પ્રસ્તાવ એ રીતે મંજુર કર્યો છે કે, જે રીતે મેં આપના લાવેલા પેય પદાર્થનો સ્વીકાર કરી લીધો છે.' પરન્તુ ક્ષણવાર પછી જ, તેમની આ આશા માટીમાં મળી ગઈ. તેમણે જોયું કે, રાજેમતીના મુખથી, સ્વીકૃતિ શબ્દ નીકળવાને બદલે, રથનેમિનો લાવેલો તે જ પેય પદાર્થ બહાર નીકળી રહ્યો છે, જે રાજેમતીએ ક્ષણ પહેલાં પીધો હતો; અને તે વમનને રાજેમતી, તે જ પ્યાલામાં લેતી હતી કે જે પ્યાલામાં રથનેમિ તે પેય પદાર્થ લાવ્યા હતા. આ જોતાં જ રથનેમિ કંપવા લાગ્યા. તેઓ આ દૃશ્યની બાબતમાં કોઈ પણ નિશ્ચય ન કરી શક્યા. તેમને એવી આશંકાથી ખેદ થઇ રહ્યો હતો કે, કદાચ મારા લાવેલા આ પેય પદાર્થમાં કોઈ દૂષણ તો ન હતું કે જેથી રાજકુમારીને વમન થયું ! તેઓ આ પ્રમાણે વિચારી

રહ્યા હતા એટલામાં જ રાજેમતીએ, તે વમનથી ભરેલો પ્યાલો રથનેમિની સામે ધર્યો અને કહ્યું–રાજકુમાર ! લ્યો, આ પી લ્યો.

વમનનો પ્યાલો પોતાની સન્મુખ જોઇ રથનેમિ પાછા ખસી ગયા. તેમના હૃદયનો સઘળો આનંદ ક્રોધે નષ્ટ કરી નાખ્યો, અને તેની જગ્યાએ પોતાનું આધિપત્ય જમાવી લીધું. તેમની આંખો લાલ બની ગઈ, હોઠ ફડફડવા લાગ્યા. તેઓ તે જ ક્રોધાવેશમાં રાજેમતીને કહેવા લાગ્યા કે, તમને તમારાં રૂપ-લાવણ્યનો શું આટલો બધો ગર્વ છે ? તમે કોઇ ભદ્ર પુરુષને પોતાને ત્યાં બોલાવીને, તેનું આવી રીતે અપમાન કરો છો ? શું તમે મને કૌઆ કે કુતરો સમજો છો કે જે તમે કરેલા વમનની વસ્તુ મને પીવડાવવા ઇચ્છો છો ?

રથનેમિની ક્રોધભરી વાતો સાંભળીને, રાજેમતીએ, તેમને ઉપદેશ આપવાનો સુપ્રસંગ માન્યો. તેણે રથનેમિને કહ્યું–રાજકુમાર ! ક્રોધાયમાન ન થાવ, ધીરજ રાખો. આ તો હું તમારા પ્રેમની પરીક્ષા કરૂં છું. હું જાણવા ઇચ્છું છું કે, તમે ખરેખર મારી સાથે વિવાહ કરવા માગો છો કે માત્ર એમજ કહો છો !

રથનેમિ–શું તેની પરીક્ષાનું આ સાધન હતું ?

રાજેમતી—હા.

રથનેમિ—વાહ ! પરીક્ષાનો ઘણો સારો ઉપાય શોધ્યો ! જગતમાં શું બીજો કોઈ ઉપાય જ ન્હોતો ?

રાજેમતી—આ ઉપાય સિવાય આપના પ્રેમની પરીક્ષા થઈ શકતી જ ન હતી. જો તમે આ પ્યાલામાંનો પદાર્થ પી ગયા હોત, તો હું સમજત કે, તમે મને અપનાવી શકશો.

રથનેમિ—શું હું વમેલો પદાર્થ પી જાઉં ?

રાજેમતી—વમેલો પદાર્થ છે તો શું થયું ? છે તો એ જ ને,

કે જે તમે લાવ્યા છો, અને જે આપને વિશેષ પ્રિય છે. તેના રંગ, રૂપ કે સ્વાદમાં પણ કાંઈ તફાવત પડયો નથી; કારણ કે એ તો ફક્ત મારા પેટ સુધી જ ગયો હતો. અને એ જ રીતે બહાર નીકળી ગયો છે.

રથનેમિ—તો પછી શું થયું ? છે તો વમન કરેલો જ ને ?

રાજેમતી—છતાં જે મારી સાથે વિવાહ કરી શકે છે તેના માટે વમન કરેલો પદાર્થ પીવો એ કોઇ મુશ્કેલ કામ તો નથી.

રથનેમિ—કેમ ?

રાજેમતી—એટલા માટે કે, જે રીતે આ પદાર્થ મારા વડે વમન કરાયલો છે–ત્યજાએલો છે–તે જ રીતે હું પણ, આપના મોટા ભાઈદ્વારા ત્યજાયેલી છું. તમે, મારા સાથે ખૂબ પ્રેમ કરો છો, એટલા માટે મને બીજાએ ત્યાગેલી છતાં પણ તમે અપનાવી લેવા તૈયાર છો, તો પછી આ પદાર્થે શો અપરાધ કર્યો છે કે જેને તમે નથી અપનાવતા ? આ પણ તમને તો ખૂબ જ પ્રિય છે ને ? આ સિવાય આ પદાર્થ કોઇ બીજા દ્વારા ત્યજાયેલો પણ નથી, પરન્તુ એવી વ્યક્તિ દ્વારા ત્યજાયેલો છે, કે જેના પર તમે મુગ્ધ બન્યા છો. તે પીવામાં તો તમે તમારૂં અપમાન માનો છો, અને મને અપનાવવામાં–મારી સાથે વિવાહ કરવામાં તમારૂં અપમાન નથી માનતા, તેનું કારણ શું ? જેવી રીતે ત્યજાયેલી હોવા છતાં પણ મારાં રૂપ–લાવણ્યમાં કોઇ ખરાબી નથી આવી, તેવી જ રીતે ત્યજાયેલો છતાં આ પદાર્થના રંગ, રૂપમાં પણ કોઇ ખરાબી આવી નથી. છતાં તે પીનારને તો કૌઆ યા કુતરા સમાન માનો છો અને મને અપનાવવામાં આ વિચાર કેમ નથી થતો ?

રાજેમતીની યુક્તિપૂર્ણ વાત સાંભળીને, રથનેમિ ખૂબ લજ્જિત બન્યા. લજ્જાના ભારથી તેમની ગરદન નમી પડી. રથનેમિને આ પ્રમાણે લજ્જિત દેખીને, રાજેમતીએ વિચાર કર્યો કે રથનેમિ આખરે, છે

તો કુલીન. કુલીન પુરુષ ન્યાયી વાતની આગળ નમી પડે છે અને તેને પોતાના દુષ્કૃત્ય પ્રત્યે લજ્જા પણ આવે છે.

રાજેમતી રથનેમિને ફરી કહેવા લાગી:–યાદવકુમાર ! મારી સાથે વિવાહ કરવાનો પ્રસ્તાવ કરવામાં તમારે થોડાક તો વિચાર કરવો જોઈતો હતો. હું આપના વડિલ ભાઈની પરિત્યક્તા પત્ની છું, છતાં પણ તમે મોહવશ મારી સાથે વિવાહ કરવા તૈયાર થઈ ગયા ! તમને તમારા મોટા ભાઈના સંબંધનો જરા પણ ખ્યાલ ન આવ્યો, બલ્કે, તમારા મોટાભાઈ મને ત્યજીને ચાલ્યા ગયા તેમાં તમે તમારૂં સૌભાગ્ય માન્યું ! થોડાક વિચાર તો કરો. તમારા આ વિચારો તમને ઉન્નતિના માર્ગે લઈ જશે કે અવનતિના માર્ગે ! તેનો કાંઈક ખ્યાલ તો કરો.

રથનેમિ શરમના માર્યા જાણે પૃથ્વીતળમાં જઈ રહ્યા હોય તેમ જણાતું હતું. તેઓ વિચારતા હતા કે, મેં આ શું કર્યું ? રાજકુમારી રાજેમતીનું કથન બરાબર છે. એક સ્ત્રીને માટે હું મારા ભાઈનો સંબંધ પણ ભૂલી ગયો ? ધિક્કાર છે મ્હને !

રથનેમિ રાજેમતીને કહેવા લાગ્યા–રાજકુમારી ! તમે મને આ ઉપદેશ આપવા માટે જ કદાચ અહિં બોલાવ્યો હશે. ખરેખર, તમે મને ઉપદેશ આપીને પવિત્ર બનાવ્યો છે. તમે મારો અપરાધ ક્ષમા કરો. હું મારા કર્તવ્ય પ્રત્યે ખૂબ જ શરમાઉં છું. હવે હું જાઉં છું; તમે શીઘ્ર સાંભળશો કે રથનેમિએ પોતાના દુષ્કૃત્યનું પ્રાયશ્ચિત કરી લીધું.

એમ કહીને રથનેમિ ચુપચાપ રાજેમતીના મહેલમાંથી ચાલી નીકળ્યા. તેમના હૃદયમાં લજ્જા અને ગ્લાનિ હતી. તે સાથે જ સંસાર પ્રત્યે વિરક્તિ પણ હતી. તેઓ વિચારતા હતા કે, ભાઈએ જતી વખતે જે ઉપદેશ આપ્યો હતો, તે મને તે વખતે અરૂચિકર થયો

હતો, પણ હવે તે ઉપદેશનું રહસ્ય મારી સમજણમાં પૂરેપૂરી રીતે ઉતર્યું છે. હું સમજી ગયો છું કે, આ સંસાર કેવો છે, અને સંસાર -વ્યવહારમાં ફસાઈ રહેવાથી, માણસ કેવાં પ્રકારનાં ઘૃણિત કાર્યો કરી શકે છે. એટલા માટે હવે હું પણ, સંસારસંબંધ તોડીને ભાઈનું અનુગમન કરીશ.



## ૧૦

## પતિપ્રેમ

**ભારતની** સ્ત્રીઓની રહેણીકરણી અને તેમની સંસ્કૃતિ પ્રાચીનકાળથી જ, અન્યદેશોની રહેણીકરણી અને સંસ્કૃતિથી જુદી જ રહેલી છે. આ ભિન્નતા આજે પણ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. ભારતની સ્ત્રીઓ, હમેશાં ઉચ્ચ અને આધ્યાત્મિક આદર્શ રાખતી આવી છે. સીતા, મદનરેખા, દમયંતી, દ્રૌપદી વગેરેનાં ચરિત્રો ભારતની મહિલાઓ મહાન્ આદરપૂર્વક નિરખે છે. પોતાને માટે આદર્શ રૂપ માને છે અને તેમનાં ચરિત્રો પોતાની જાતિ માટે ગૌરવભર્યાં ગણે છે. જો કે, પાશ્ચાત્ય દેશોનું અનુકરણ કરવા માટે, ભારતની સ્ત્રીઓ પણ વિવાહસંબંધ-વિચ્છેદ તથા પુનર્વિવાહ વગેરેના કાયદાઓની માગણી કરવા લાગી છે; પરન્તુ આ માગણી અંગ્રેજી શિક્ષણથી પ્રભાવિત બનેલી થોડીક જ સ્ત્રીઓની છે. ભારતના મોટા ભાગની

સ્ત્રીઓ તો, આવી જાતના કાયદાઓની માગણીની ભાવનાને, હૃદયમાં સ્થાન આપવામાં પાપ સમજે છે; અને જે સ્ત્રીઓ તરફથી આ પ્રકારની માગણી થઈ છે તેમાંની પણ ઘણી સ્ત્રીઓ હવે એમ સમજવા લાગી છે કે આ પ્રકારના કાયદાઓનું પરિણામ કેવું ખરાબ આવે છે તથા ભારતીય સંસ્કૃતિનો નાશ કરવાથી કેવું નુકસાન થાય છે! જે દેશોમાં વિવાહ-વિચ્છેદ (છૂટા છેડા)નો કાયદો પ્રચલિત છે તે દેશોનાં પતિ-પત્ની આજે દાંપત્ય-જીવન વિષયમાં કેવાં દુ:ખી થઇ રહ્યાં છે, ત્યાં દુરાચારનું કેવું તાંડવ થાય છે તે કહી શકાય તેમ નથી માત્ર ઇંગ્લેંડમાં અને તે પણ ઘરનાં ઝગડાઓને કારણે દર વર્ષે ૧૫ હજાર પત્નીઓ, પોતાના પતિઓને છોડી દે છે અને ૩૫૦૦ પતિ, પત્નીને મુકરર કરેલ એલાઉન્સ (ભથ્થું) ન આપી શકવાને કારણે જેલમાં જાય છે.

ભારતની સભ્યતાને ન સમજનારા પાશ્ચાત્ય લોકો, ભારતની સભ્યતાની ભલે મશ્કરી કરતા હોય, પરન્તુ તેમની આ મશ્કરી ધ્યાનમાં લેવા જેવી નથી. તુલસીદાસજીએ કહ્યું છે—

> દ્વારે ટાટ ન દૈ સકહિં, તુલસી જે નર નીચ;
> નિંદરહિં બલિ, હરિચન્દ કહૈં, કહ્યુ કા કરણુ દધીચ (૧)
> ભલો કહહિં જાને બિના, કી અથવા અપવાદ;
> તુલસી ગાંવર જાનિ જિય, કરબ ન હર્ષ વિષાદ. (૨)

અર્થાત્—પોતાના દરવાજા પર ટાટ પણ નથી દઇ શકતા, એવા નીચ માણસો, રાજા હરિશ્ચંદ્ર જેવા દાનીઓની પણ નિંદા કરે છે, અને કર્ણ તથા દધીચિ જેવા દાનીઓ તો તેમની દષ્ટિએ કાંઈ વિસાતમાં જ નથી. પરંતુ જો કોઈ જાણ્યા વિના, કોઈની નિંદા કે પ્રશંસા કરે છે તે તો પૂરો ગમાર છે, એમ સમજીને તેની નિંદા કે પ્રશંસાથી હર્ષ કે શોક કરવો ન જોઇએ.

આ જ વાત તે પાશ્ચાત્ય લોકો માટે પણ સમજવી જોઇએ, જેઓને ત્યાં વ્યભિચાર તો કોઇ અપરાધ કે પાપ જ નથી; છતાં પણ તેઓ સીતા–દમયંતી, દ્રૌપદી આદિ સતીઓની નિંદા કરે છે. આજે ભારતીય જનો, દાંપત્ય જીવનની બાબતમાં ઇંગ્લેન્ડ આદિ દેશોની માફક દુ:ખી નથી; તેનું એક માત્ર કારણ, ભારતની સ્ત્રીઓનાં હૃદયમાં, ભારતની પ્રાચીન સ્ત્રીઓનો ઉચ્ચ આદર્શ રહેલો છે. ભારતમાં ભાગ્યે જ એવી કોઈ સ્ત્રી હશે કે જે સીતા, દમયંતી આદિ સતીયોનું નામ ન જાણતી હોય; તેમનાં ચરિત્રથી યત્કિંચિત્ પણ પરિચિત ન હોય અથવા તેમનાં ચરિત્રને આદરની દૃષ્ટિએ ન જોતી હોય. સીતા અને દમયંતી જેવી સન્નારીઓ ભારતમાં જ થઈ છે જેઓ અનેક કષ્ટો પડતાં અને પતિદ્વારા ત્યજાઈ હોવા છતાં પણ, પતિપરાયણા જ રહી છે.

સીતા, મયણરેહા, દમયંતી વગેરે જેટલી જેટલી પતિવ્રતા અને પતિપરાયણ સ્ત્રીઓ પ્રાચીનકાળમાં થઈ છે, તે બધીયે કરતાં રાજેમતી વધારે શ્રેષ્ઠ છે. સીતા વગેરે અન્ય સતીઓનું, પોતાના પતિ દ્વારા પાણિગ્રહણ થઇ ચૂકયું હતું, તેઓ થોડું ઘણું પતિસુખ ભોગવી ચૂકી હતી, અને એ કારણે જો તેઓ પતિભક્તા ન રહે, તો તેમને માટે અવશ્ય લોકઅપવાદનો ભય રહેલો હતો. પરંતુ રાજેમતીને માટે આમાંની કોઇ બાબત ન હતી. રાજેમતીનું તો ભ૦ અરિષ્ટનેમિ સાથે લગ્ન પણ થયું ન હતું, અને ભ૦ અરિષ્ટનેમિ પરણ્યા વિના પાછા ફર્યા પછી, જો તે કોઇની સાથે પોતાનું લગ્ન કરત, તો કોઇ તેની નિંદા પણ કરી શકત નહિ. લૌકિક નીતિ પ્રમાણે તેનું લગ્ન થયું ન હતું, એટલા માટે રાજેમતી ભ૦ અરિષ્ટનેમિની પત્ની બની ન હતી, તો પણ, રાજેમતીએ ભ૦ અરિષ્ટનેમિને પોતાના પતિ માનીને, ઉત્કૃષ્ટ પતિપ્રેમનો જે પરિચય આપ્યો, તે કારણે રાજેમતી ભારતની સમસ્ત સતી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. રાજેમતીના સતી-

ત્વનો ઉચ્ચ આદર્શ, ભારતદેશ સિવાય અન્ય કોઈ દેશવાસીઓની કલ્પનામાં આવવો પણ કઠિન છે.

ભગવાન અરિષ્ટનેમિ, તોરણદ્વારથી પાછા ફરી પોતાના મહેલમાં આવ્યા. ભ૦ અરિષ્ટનેમિ લગ્ન કર્યા વિના જ પાછા ફર્યા એમ જાણીને, ઇન્દ્રાદિક દેવો ઘણા જ પ્રસન્ન થયા. ભગવાન મહેલમાં પહોંચ્યા કે તરત જ લોકાન્તિક દેવો તેમની સેવામાં હાજર થયા. તેઓ ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા કે પ્રભો! હવે આપ ધર્મ-તીર્થ પ્રવર્તાવવાની કૃપા કરો. જગતના મનુષ્યો વિષયભોગોમાં જ પોતાના જીવનની સફળતા માને છે, અને તે માટે અનેક દીન જીવોની હિંસા કરી રહ્યા છે. આપ, ધર્મોપદેશની ગગનભેદી દુંદુભી વગાડીને દુઃખી જીવોની રક્ષા કરો. તથા જે લોકો પોતાના સુખને માટે બીજા જીવોને દુઃખ આપી ઘોર પાપકર્મમાં પ્રવૃત્ત બન્યા છે તેમને પણ પાપ કરતાં બચાવો.

લોકાન્તિક દેવોની આ પ્રાર્થના સ્વીકારીને, ભ૦ અરિષ્ટનેમિ વાર્ષિકદાન આપવા લાગ્યા. રાજેમતીને ત્યાંથી પાછા ફરીને, રથનેમિ પણ વૈરાગ્યવંત બનીને, ભગવાનની દીક્ષા લેવાની વાટ જોવા લાગ્યા. એવી જ રીતે ભગવાનના ઉપદેશથી બોધ પામેલા યાદવો પણ સંસારથી વિરકત રહેવા લાગ્યા. ઉગ્રસેને જ્યારે એમ સાંભળ્યું કે, ભ૦ અરિષ્ટનેમિ વાર્ષિકદાન આપે છે અને વાર્ષિકદાનની સમાપ્તિ પછી દીક્ષા લેશે, ત્યારે તેમણે રાજેમતીનું લગ્ન કોઈ બીજા સાથે કરવાનો વિચાર કર્યો. પરન્તુ તે માટે જ્યાં સુધી રાજેમતીની સ્વીકૃતિ ન મળે ત્યાં સુધી તેઓ રાજેમતીનો લગ્નસંબંધ કોઈ બીજા પુરુષ સાથે કરી શકે તેમ ન હતા; એટલા માટે પોતાની પત્ની સાથે તેઓ રાજેમતીને સમજાવવા અને કોઈ બીજા પુરુષ સાથે લગ્ન કરવાની સ્વીકૃતિ મેળવવા માટે રાજેમતી પાસે આવ્યા. તેઓ રાજેમતીને કહેવા

લાગ્યા–પુત્રી ! તું અરિષ્ટનેમિને માટે આટલો શોક કેમ કરે છે ? હવે અરિષ્ટનેમિને અને તારે સંબંધ જ શો છે ? લગ્ન તો થયું જ ન હતું, કે જેથી તારે કોઈ જાતની ચિંતા કરવી પડે ! તું હજુ કુમારી છે. તારૂં લગ્ન બીજી જગ્યાએ કરવામાં નીતિ, ધર્મ કે સમાજ-કોઈનો પણ અપવાદ નથી. જો કે અમે તારૂં લગ્ન અરિષ્ટનેમિ સાથે જ કરવા ઇચ્છતા હતા, પરન્તુ અમે સાંભળેલું કે, અરિષ્ટનેમિ પરણુવા જ ઇચ્છતા નથી, તેથી અમે આ બાબતમાં કોઈ વિચાર કર્યો ન હતો; છતાં જ્યારે કૃષ્ણુ પોતે જ આવ્યા અને તેમણે મારી પાસે અરિષ્ટનેમિ માટે તારી માગણી કરી, ત્યારે જ મેં આ વિવાહ-સંબંધ સ્વીકાર્યો હતો. આટલું થવા છતાં પણ અરિષ્ટનેમિ ચાલ્યા ગયા તો તેથી આપણુને શું નુકસાન થયું ? એ તો તેમના પિતા, ભ્રાતા વગેરેનું જ અપમાન થયું, કે જેમણે મારી પાસે તારી માગણી કરી હતી અને જેઓ જાન જોડીને આવ્યા હતા. એક રીતે તો તે સારૂં જ થયું કે અરિષ્ટનેમિ તારી સાથે લગ્ન કર્યા વગર જ પાછા ફર્યા. જો લગ્ન થઇ જાત અને પછી તેઓ તારો ત્યાગ કરત અથવા દીક્ષા લેત, તો તો જન્મપર્યંત દુઃખ રહેત. હવે તું અરિષ્ટનેમિ માટે જરા પણ દુઃખ કે ચિંતા ન કર. અમે તારૂં લગ્ન કોઈ બીજા રાજા કે રાજકુમાર સાથે કરી નાખશું.

માતાપિતાના અંતિમ વાક્યો સાંભળીને, રાજેમતીને ભારે દુઃખ થયું. તે પોતાના માતા–પિતાને કહેવા લાગી કે, આર્યપુત્રીનો વિવાહ એક જ વાર થાય છે, બે વાર થતો નથી. પછી ભલે તે પતિદ્વારા ત્યજાયલી હોય અથવા વિધવા થઇ હોય, આર્યપુત્રી સ્વપ્નમાં પણ બીજા પુરૂષને ઇચ્છતી નથી. મારો વિવાહ એકવાર થઈ ચૂક્યો છે, એટલે હવે હું મારો વિવાહ બીજીવાર કેમ કરી શકું ? અને આપની બીજો વિવાહ કરવાની સલાહ પણ કેમ ઉચિત હોઈ શકે ? હવે કોઈ બીજા પુરુષ સાથે મારો વિવાહ કરો તો તે બીજો વિવાહ ગણાય,

માટે આપ કૃપા કરી મારી સમક્ષ બીજો વિવાહ કરવાની વાત સરખી પણ ન ઉચ્ચારશો.

માતા—અમે તને બીજો વિવાહ કરવાનું કયાં કહીએ છીએ ? શું અમે આર્ય-પદ્ધતિથી અજ્ઞાન છીએ ?

રાજેમતી—તો પછી તમે શું કહો છો ? જો હવે મારૂં કોઈ બીજા પુરુષ સાથે લગ્ન થાય તો શું પુનર્લગ્ન નહિ ગણાય ?

માતા—નહિં.

રાજેમતી—કેમ ?

માતા—એટલા માટે કે, હજુ તારૂં લગ્ન થયું નથી.

રાજેમતી—તમે ભ્રમમાં છો, મારૂં લગ્ન થઈ ચૂકયું છે.

માતા—કોની સાથે ?

રાજેમતી—ભગવાન અરિષ્ટનેમિ સાથે.

માતા—સમજાતું નથી કે આ તું શું કહે છે ? શું તું કોઈ સ્વપ્નની વાત તો નથી કહેતી ? ભ૦ અરિષ્ટનેમિ, આપણા ઘર સુધી પણ નથી આવ્યા, તેમણે તને અને તેં તેમને બરાબર જોયા પણ નથી, અમે કન્યાદાન આપીને તારો હાથ પણ તેમને સોંપ્યો નથી, અને તું કહે છે કે, લગ્ન થઈ ગયું !

રાજેમતી—તેઓ અહિં સુધી નથી આવ્યા, અથવા તમે મારો હાથ તેમના હાથમાં નથી સોંપ્યો, તો તેથી શું થયું ? શું લગ્ન માટે તેમ કરવું આવશ્યક છે ?

માતા—આવશ્યક કેમ નથી ?

રાજેમતી—નહિં, માતા ! આવશ્યક નથી, એ તો એક બાહ્ય ક્રિયા છે, તે થવી ન થવી એ તો ઇચ્છા અને પરિસ્થિતિ પર આધાર રાખે છે.

માતા—તો પછી લગ્નનો અર્થ શો ?

રાજેમતી—હૃદયથી કોઈને પતિ રૂપે કે પત્ની રૂપે સ્વીકાર કરવો એ જ લગ્ન છે. લગ્નના આ અર્થનો, જગતની કોઈપણ વ્યક્તિ ઇન્કાર નથી કરી શકતી, અને એ જ અર્થને લઈને હું કહું છું કે, મારું લગ્ન ભ૦ અરિષ્ટનેમિ સાથે થઇ જ ચૂક્યું છે. હું ભ૦ અરિષ્ટનેમિને હૃદયથી પતિ તરીકે સ્વીકારી ચૂકી છું, એટલે હવે હું કોઈ બીજા પુરુષ સાથે લગ્ન કરીને, આર્યકન્યાના કર્તવ્યને દૂષણ નહિં લગાડું.

માતા—રાજેમતી! તું લગ્નનો જે અર્થ ઘટાવી રહી છું તેનો હું ઈન્કાર નથી કરતી, પરન્તુ હૃદયગત ભાવો જગતના બધા મનુષ્યો જાણી શકતા નથી. એટલા માટે લગ્ન સંબંધી સ્થૂલક્રિયા થવી જરૂરી છે, અને જ્યાં સુધી તે ન થાય ત્યાંસુધી કોઈ પુરુષ કે સ્ત્રી લગ્નબંધનથી બંધાયલાં ગણાય નહિ.

રાજેમતી—કોઇ બીજા, લગ્નસંબંધમાં બંધાયલા માને કે ન માને, પણ હું તો મને લગ્નબંધનથી બંધાયલી માનું છું. લગ્ન સંબંધી સ્થૂલક્રિયા જોવાની આવશ્યકતા ત્યારે જ છે કે જો હું મારા હૃદયના ભાવોને છુપાવું. લગ્નસંબંધી સ્થૂલક્રિયા પણ, હૃદય આશ્રિત છે. માત્ર લગ્ન જ નહિ પરન્તુ સમસ્ત કાર્યોનું મૂળ હૃદય છે. જે વાતને હૃદય એકવાર સ્વીકારી ચૂક્યું છે તે વાત, કેવળ સાંસારિક વિષયસુખને માટે છોડી દેવી અને લગ્નસંબંધી સ્થૂલક્રિયા ન થયાનો આશ્રય લેવો તે બીલકુલ હું મારા માટે ઉચિત સમજતી નથી.

માતા—તું ભલે લગ્નક્રિયાને ન માને, પરંતુ જગત તો માને છે ને ? જો તું હમણા કોઇને એમ કહે કે હું અરિષ્ટનેમિની પત્ની છું, તો શું જગતના માણસો આ વાત માનશે ? બીજા તો ઠીક, પણ ખુદ અરિષ્ટનેમિ એમ કબુલ કરશે કે, રાજેમતી મારી પત્ની છે ?

રાજેમતી—માતા! ભ૦ અરિષ્ટનેમિને મેં પતિ માન્યા છે, એટલા માટે હું તો મને લગ્નસંબંધથી બંધાયલી અને ભ૦ અરિષ્ટનેમિની પત્ની જ માનીશ. હું એમ નથી કહેતી કે, ભ૦ અરિષ્ટનેમિએ પણ મને પત્ની તરીકે સ્વીકારી છે અને એટલા માટે તેઓ લગ્નસંબંધથી બંધાયલા છે. કદાચ તેમણે હૃદયથી મને પત્ની માની પણ હોય, તોપણ તેઓ, લગ્ન સંબંધી સ્થૂલ-ક્રિયા ન થઈ હોવાના કારણે, પોતાને લગ્નસંબંધથી ન જોડાયલા માની શકે છે, પરન્તુ હું એમ શા માટે માનું? મારું હૃદય પહેલાના જેવું અત્યારે પણ છે. જેમ હું પહેલાં ભ૦ અરિષ્ટનેમિને મારા સ્વામી માનતી હતી, તે જ રીતે હમણા પણ માનું છું, તો પછી હું સ્થૂલ-ક્રિયા શા માટે જોઉં? હવે રહી જગતના માણુસોની વાત, કે જેઓ મને ભ૦ અરિષ્ટનેમિની પત્ની નહિં માનતા હોય. પરંતુ જગતના માણુસો એવું માને કે ન માને તે સાથે મારે શો સંબંધ? હું એ શા માટે જોઉં? મને એ જોવાની જરૂર ત્યારે જ હોઇ શકે કે જ્યારે હું, ભ૦ અરિષ્ટનેમિને પણ લગ્નબંધનથી બંધાયલા કહું, અને જગતના માણુસો પાસે ન્યાય કરાવવા જાઉં. હું ભ૦ અરિષ્ટનેમિને લગ્નબંધનથી બંધાયલા કહેતી જ નથી, તેમ મારે આ બાબતમાં જગતના કોઈપણ માણસ પાસે ન્યાય પણ કરાવવો નથી, પછી જગતજનો ગમે તે કહે, મારે તે સાથે શી નિસ્બત?

માતા—જો, રાજેમતી! તું આટલી ઉતાવળી બનીને તારા માટે આ જાતનો નિર્ણય ન કર. કામવિકારોના પ્રચંડ તરંગોમાં ભલભલા વહી જાય છે, તું તો અત્યારે બાળકી છે. તું આજે તો આ પ્રકારની વાતો કરે છે, પરંતુ જ્યારે કામની જ્વાળા શરીરને પ્રજ્વલિત કરવા લાગશે તે વખતે તારી આ વાતો કોણ જાણે ક્યાંય ચાલી જશે! અને પછી તારે લગ્નની સ્થૂલક્રિયાનો જ આશ્રય લેવો પડશે, જે સ્થૂલક્રિયાને આજે તું ધુતકારી કાઢે છે તે સ્થૂલક્રિયાને

થોડા દિવસો પછી જ્યારે મહત્વ આપવું પડશે તે વખતે તને કેટલું ખરાબ લાગશે, તે જરા વિચાર. અખિલ જગત લગ્નની સ્થૂળ-ક્રિયાનો આશ્રય લે છે અને તે ક્રિયા થયા પછી જે લગ્ન થયું માને છે. જો કદાચ તું તે નહિ માને તો પછી આગળ શું પરિણામ આવશે તેનો વિચાર કરી લ્યે.

રાજેમતી—માતા ! તમારૂં આ કથન ઠીક છે. કામની આગળ ભલભલાને નતમસ્તક બનવું પડે છે એ પણ હું જાણું છું. પરંતુ જો મારા લગ્નની સ્થૂલક્રિયા થઈ ગઈ હોત, અને હું તે ક્રિયા થઈ જતાં જ વિધવા થાત, તો શું તે સ્થિતિમાં, કામવિકાર મારા પર પ્રકોપ ન કરત ? જો કરત, તો પછી તે કામ–પ્રકોપથી બચવા માટે, તમે મને શી સલાહ આપત ? શું તે સ્થિતિમાં તમે મને બીજું લગ્ન કરવાનું કહેત ? તે વખતે તો તમે પણ મને ધીરજ રાખવાનો જ ઉપદેશ આપત. જે કાર્ય હું સ્થૂળક્રિયાથી પરાધીન બનીને કરૂં તે જ કાર્ય હૃદયની પ્રેરણાથી કેમ ન કરું ? જગતના માણસો બુદ્ધિ-માન્ છે એથી જ તેઓ, સ્થૂળક્રિયા ન થયાને કારણે, બીજું લગ્ન કરવું અનુચિત નહિં માનતા હોય; પરંતુ મારામાં આ જાતનો વિચાર કરવાની બુદ્ધિ જ નથી. હું તો મારી બુદ્ધિ પણ તેમને જ સમર્પણ કરી ચૂકી છું કે જેમને મેં હૃદયથી પતિ માન્યા છે. મારા પતિ તો ભ૦ અરિષ્ટનેમિ જ છે; પછી ભલે હું સ્થૂળ શરીરે તેમને મળી ન શકું, પરંતુ મારૂં હૃદય તો તેમની સાથે મળી જ ગયું છે. લગ્ન સંબંધી સ્થૂલક્રિયા ન થયાને કારણે જે સ્ત્રીઓ બીજા પુરુષો સાથે લગ્ન કરે છે તેઓની હું નિંદા નથી કરતી, પરંતુ હું પોતે તો એમ કદાપિ કરીશ નહિં.

રાજેમતીનો છેલ્લો જવાબ સાંભળીને, તેનાં માતપિતા રાજે-મતીનું લગ્ન કરવા બાબતમાં, હતાશ બની ગયાં. તેમણે રાજેમતીને વધારે કાંઈ કહેવું–સંભળાવવું અનાવશ્યક માન્યું, અને રાજેમતીને

એમ કહીને ત્યાંથી ચાલ્યા ગયા કે, તું આ બાબતમાં શાંતિથી વિચાર કર. તેઓએ રાજેમતીની સખીયોને પણ કહ્યું કે, તમે રાજેમતીને બધી બાબતોનું લક્ષ્ય કરાવીને સમજાવજો, આ પ્રમાણે હઠ પકડવાનું પરિણામ તેને માટે સારૂં નહિં આવે.

રાજેમતીના માતાપિતા ચાલ્યા ગયા પછી, રાજેમતીની સખીયો રાજેમતીને સમજાવવા લાગી. તેઓ કહેવા લાગી–સખી ! જગતમાં કોઈ પણ મનુષ્ય સુખને દુઃખમાં બદલાવવા ઇચ્છતો નથી, તેમ કોઈ પણ માણસ પોતાને બળાત્કારે દુઃખમાં નાખતો નથી. એ વાત જુદી છે કે, પરાધીન બનીને દુઃખ સહેવું પડે; પરંતુ પ્રયત્ન તો સુખ-પ્રાપ્તિનો જ કરે છે. દુઃખપ્રાપ્તિનો પ્રયત્ન કોઈ કરતું નથી, છતાં તમે તમારે માટે દુઃખ કેમ ખરીદી રહ્યા છો ? જો તમારૂં લગ્ન હમણા થઈ શકે તેમ છે તો આ સુખસંયોગને કેમ તિરસ્કારો છો ? મહારાજા તથા મહારાણીએ તમને જે કાંઈ કહ્યું છે તે પર સારી રીતે વિચાર કરો, અને લગ્નનો સુપ્રસંગ જવા ન દ્યો. નહિતો પછી ઘણો પશ્ચાત્તાપ કરવો પડશે. સખીયોની વાત સાંભળીને, રાજેમતી બોલી—સખીયો ! હું-મંદબુદ્ધિનીના સમજવામાં, તમારી વાતો જરાપણ આવશે નહિ. હું વિચાર કરવા બેસું છું ત્યારે પણ મારા વિચારમાં ભ૦ અરિષ્ટનેમિ સિવાય બીજા કોઈનું ધ્યાન સુદ્ધાં નથી આવતું. ખરી વાત તો એ છે કે, હવે મારામાં કાં તો બુદ્ધિ જ નથી અથવા મારી બુદ્ધિ પરતંત્ર બની ગઈ છે. બુદ્ધિ ઉપર પણ ભ૦ અરિષ્ટનેમિનું આધિપત્ય થઈ ગયું છે. હું તો બીલકુલ ગાંડી જ છું કે જેને કેવળ ભ૦ અરિષ્ટનેમિની જ ધૂન છે. હૃદય કહે છે કે, આ જન્મને માટે તો તું, ભ૦ અરિષ્ટનેમિને તારો પતિ બનાવી ચૂકી છું; હવે તને બીજો પતિ કરવાનો અધિકાર નથી. હા, બીજો પતિ કરવા બાબતમાં, મસ્તક વિચાર કરી શકતું હતું, પરંતુ હૃદયે તેને પણ પોતાના પ્રભાવથી પ્રભાવિત કરી દીધું. આવી દશામાં તમારી વાત મારા સમજવામાં આવે શી રીતે ? સખીઓ ! આ પ્રકારની વાતો

કરીને, હું–દુ:ખિનીના હૃદયને વધારે દુ:ખી ન કરો. મારા માટે પતિનો વિરહ જ અસહ્ય થઈ રહ્યો છે. મારા માટે, એક એક દિવસ વર્ષ સમાન વીતે છે, અને એક એક રાત, યુગ સમાન વીતે છે. મારૂં હૃદય પ્રાણનાથના વિયોગથી બળી રહ્યું છે. તે બળતા હૃદય પર, તમે આવી જાતની વાતો કરીને મીઠું ન ભભરાવો. કયાં હું વિચારતી હતી કે, લગ્ન થતાં જ, હું પતિ સાથે આનંદપૂર્વક સુખ ભોગવીશ; આવતી શરદ્‌ઋતુની સ્વચ્છ–નિર્મળ રાત્રીઓ પતિ સાથે સુખપૂર્વક વ્યતીત કરીશ, અને ચકોરીની જેમ પતિના મુખચંદ્રને દેખી આનંદિત બનીશ; પરંતુ કયાં આજે આ વિરહવેદના સહેવી પડે છે! સખીયોનું કર્તવ્ય તો આવા સમયમાં મને વિરહવેદનાથી મુક્ત કરવાનો પ્રયત્ન કરવાનું તથા ધીરજ આપવાનું છે, છતાં તમે તો એવી વાતો કહો છો, કે જેથી મારૂં દુ:ખ વૃદ્ધિ પામે છે. સખીયો! આમાં તમારો જરા પણ વાંક નથી. આ તો મારાં પૂર્વપાપોનું જ કારણ છે. જો એવું ન હોત તો, પ્રાણનાથ મને વિરહ–જ્વાલામાં બળી મરવા માટે છોડીને કેમ ચાલ્યા જાત! અને તમે પણ સખીયોને યોગ્ય કર્તવ્ય કેમ ભૂલત! છતાં પણ હું તમને એવો આગ્રહ કરું છું કે, આવા પ્રકારની વાતો કરીને મને દુ:ખ ન આપો. હું ભગવાન સિવાય જગતના બીજા બધા પુરુષોને પિતા અને ભાઈ તૂલ્ય માનું છું. મારા પતિ તો ભગવાન છે, હું તેમના જ નામ પર મારૂં જીવન વીતાવીશ.

સખીયો! તમે મને એવો ભય બતાવ્યા કરો છો કે, કોઈ બીજા સાથે લગ્ન નહિ કરો તો, જ્યારે કામનો પ્રકોપ થશે ત્યારે દુ:ખ પામશો. પરન્તુ શું કામ (વિષય) મને અબળાને જ દુ:ખ દેશે? પતિને દુ:ખ નહિં દે? પતિએ મને ત્યાગીને કોઇ બીજી સ્ત્રીનું પાણિગ્રહણ તો કર્યું જ નથી, કે જેને કારણે પતિને કામપીડા ન થાય અને મને જ થાય. જે સ્થિતિમાં પતિ છે, તે જ સ્થિતિમાં હું છું. જ્યારે તેઓ કામવિકારનાં કષ્ટો સહન કરશે તો

શું હું સહન ન કરું ? હું તે કષ્ટોથી ભય પામીને મારા વિચારોથી આ માટે પતિત થાઉં ! આનું કર્તવ્ય પતિનું અનુગમન કરવાનું છે, એટલે જે રીતે પતિ કષ્ટ સહન કરે તે જ રીતે મારે પણ કષ્ટ સહેવું જોઇએ, અને જો પતિ, કામ (વિષયવાસના) પર વિજય મેળવે, તો મારે પણ તેમ જ કરવું જોઇએ. માટે તમે મને આ રીતે ભય ન બતાવો, પરન્તુ પતિનું અનુસરણ કરવાની જ શીખામણ આપો.

રાજેમતીની વાતોથી સખીઓ ચૂપ થઈ ગઈ તેઓએ ફરીથી પણ રાજેમતીને સમજાવવા અને લગ્ન કરવાનો સ્વીકાર કરાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તેમનો સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો. રાજેમતી, ભગવાન અરિષ્ટનેમિના પ્રેમમાં એવી રંગાઈ ગઈ હતી કે, હવે તેના પર કોઇની પણ વાતોથી કોઇ બીજો રંગ ચઢતો જ ન હતો.

રાજેમતીને દિવસ–રાત ભ૦ અરિષ્ટનેમિનું જ ધ્યાન રહેતું હતું. તે ક્યારેક તો ભગવાનના સૌંદર્યની પ્રશંસા કરતી હતી, ક્યારેક તેમનાં બલ–પરાક્રમની, અને ક્યારેક તેમણે કરેલી પશુપક્ષીયો પરની કરુણાનીઃ એવી જ રીતે ક્યારેક તે પોતાનાં પૂર્વકર્મોની નિંદા કરતી હતી, ક્યારેક આ જન્મનાં પાપોની આલોચના કરતી હતી, અને ક્યારેક પોતાનાં દુર્ભાગ્યને ધિક્કારતી હતી. તેણે સઘળી શૃંગાર–સામગ્રીઓ છોડી દીધી, તે રાગરંગથી વિમુખ બની ગઈ અને પતિ-વિરહનું કષ્ટ ભોગવતી વૈરાગિનીની જેમ સમય વિતાવવા લાગી.

ø

## ૧૧

# દીક્ષા

**ભારતની** સતી મહિલાઓ, પતિના જીવનમાં જ પોતાનું જીવન માને છે. તેઓ પતિવિહિન પોતાનું અસ્તિત્વ જ માનતી નથી, પણ પતિના અસ્તિત્વમાં જ પોતાનું પણ અસ્તિત્વ માને છે. પતિની સેવા, પતિ–આજ્ઞાનું પાલન, પતિનું અનુગમન અને પતિના સત્કાર્યોનું અનુકરણ કરવું તેને તેઓ પોતાનું સાધારણ કર્તવ્ય માને છે. તેઓ પતિના સુખમાં પોતાને સુખી, અને પતિના દુઃખમાં પોતાને પણ દુઃખી જ માને છે. કોઇપણ સમયે અને કોઇપણ સ્થિતિમાં તે પતિ સાથે અસહકાર નથી કરતી, તેમ પતિથી વિમુખ પણ નથી થતી, એટલું જ નહિ પણ આ નિયમનું પાલન તેઓ તે વખતે વિશેષ રૂપે કરે છે કે જ્યારે પતિ સાંસારિક સુખ રહિત બની ગયા હોય અથવા પતિએ સાંસારિક સુખોનો પરિત્યાગ કર્યો હોય. આ રીતે તેઓ દાંપત્યજીવનને વિષય–જન્ય સુખોને માટે જ નથી સમજતી, પણ આત્માને ઉન્નત બનાવવા માટે તેઓ આ જીવનનો આશ્રય લે છે, અને પછી આ જીવનમાંથી નીકળીને પોતાના આત્માને ઉચ્ચ સ્થિતિએ લઈ જાય છે.

રાજેમતીને, ભગવાન અરિષ્ટનેમિ તરફથી ન તો વિષયજન્ય સુખ મળ્યું હતું, કે ન તો મળવાની આશા હતી, છતાં પણ તે ભ૦ અરિષ્ટનેમિ પર અનુરક્ત હતી. શાને માટે ? માત્ર એ માટે કે તે, પતિ પ્રેમ દ્વારા જગતના સમસ્ત પ્રાણીઓ સાથે પ્રેમ કરવાનું

શીખી શકશે. જો તે વિષયજન્ય સુખોની જ ઇચ્છુક હોત, તો ભ૦ અરિષ્ટનેમિના ચાલ્યા ગયા બાદ, અવશ્ય તે બીજા કોઇ પુરુષ સાથે લગ્ન કરવાનું સ્વીકારત, અને જો તે એમ કરત તો, તેને કોઈ લૌકિક મર્યાદાથી ભ્રષ્ટ ન કહી શકત, પરન્તુ તે, વિષયજન્ય સુખોને માટે જ ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે પ્રેમ ન્હોતી ધરાવતી, પરંતુ તેમની સેવા દ્વારા, તેમનાં પદાનુગમન દ્વારા પોતાના આત્માને ઉન્નત બનાવવા ઇચ્છતી હતી. એથી જ, જ્યારે પણ તેને વિષયજન્ય સુખોનું પ્રલોભન આપવામાં આવ્યું અને કોઈ બીજા પુરુષ સાથે લગ્ન કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે તે વાતને તિરસ્કારી કાઢી. તે વિચારતી હતી કે, મારું કામ પતિનું અનુકરણ કરવાનું છે. જ્યારે મારા પતિ બ્રહ્મચર્યનું પાલન કરે છે ત્યારે મારું કર્તવ્ય પણ બ્રહ્મચર્યનું પાલન કરવાનું છે. તે સમયની લૌકિક પ્રથાનુસાર પુરુષ અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકતો, છતાં પણ ભગવાને કોઇ બીજી સ્ત્રી સાથે લગ્ન ન કર્યું; તો હું, મારું લગ્ન કોઈ અન્ય પુરુષ સાથે કેમ કરી શકું ? હું સ્વપ્નમાં પણ મારું લગ્ન બીજા કોઈ પુરુષ સાથે નહિ કરું, કિંતુ જે પ્રમાણે ભ૦ અરિષ્ટનેમિ પોતાનું જીવન વ્યતીત કરશે તે જ પ્રમાણે હું પણ મારું જીવન વ્યતીત કરીશ. હું મારું કલ્યાણ પતિભક્તિ વડે જ સરળ રીતિથી કરી શકીશ. હવે રહી પતિ દૂર હોવાની બાબત; પરન્તુ વિયોગમાં પ્રેમની જેટલી અધિકતા હોય છે તેટલી અધિકતા સમીપમાં હોવાથી રહેતી નથી. એટલા માટે પતિ-વિયોગની આ વિષમ સ્થિતિને પણ હું મારા કલ્યાણમાં સહાયકર્ત્તા જ માનીશ.

રાજેમતી, ભ૦ અરિષ્ટનેમિના પ્રેમમાં મગ્ન બનીને, આ પ્રકારના જ વિચારો કર્યા કરતી હતી. આ જ દશામાં લગભગ એક વર્ષ જેટલો સમય વીતી ગયો, છતાં પણ તેના હૃદયમાં, ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે કોઈ બીજો ભાવ પેદા ન થયો. તેણે કોઇ બીજા ભાવો પોતાના હૃદયમાં આવવા જ ન દીધા. જ્યારે જ્યારે ભ૦ અરિષ્ટનેમિ તરફથી

તેને કાંઇક બીજા વિચારો થતા ત્યારે ત્યારે તે, તે વિચારોને તત્ક્ષણ દબાવી દેતી, અને ચિંતવતી કે, જ્યારે હું પતિના અસ્તિત્વમાં જ મારૂં અસ્તિત્વ માનું છું ત્યારે તેમણે જે કાંઈ કર્યું છે તે તેમની જ સાથે કર્યું છે, મારી સાથે શું કર્યું છે! મારૂં કર્તવ્ય તો તેમની પ્રસન્નતામાં પ્રસન્ન રહેવાનું છે.

બીજી તરફ, ભ૦ અરિષ્ટનેમિનું વાર્ષિક દાન પૂરૂં થયું. ભ૦ અરિષ્ટનેમિનો દીક્ષા મહોત્સવ ઉજવવા માટે, ઈંદ્રાદિક દેવો હાજર થયા. અંતે, શ્રાવણ શુદિ ૬ ના દિવસે, ભ૦ અરિષ્ટનેમિએ સમસ્ત સંસારબંધનો ત્યાગીને, સંયમ સ્વીકાર્યો. ભ૦ અરિષ્ટનેમિની સાથે જ, રથનેમિ આદિ એક હજાર યાદવકુમારો પણ સંયમમાં દીક્ષિત થયા.

'ભ૦ અરિષ્ટનેમિએ સંસાર પ્રત્યેનો મમત્વ છોડીને, સંયમ લઇ લીધો છે' એ સમાચાર રાજેમતીએ પણ સાંભળ્યા. આ સમાચાર સાંભળવાથી, તેને આ વિચારથી બહુ દુઃખ થયું કે, હું ભગવાનના દર્શન પણ ન કરી શકી. જો હું એક વાર પણ ભગવાનનાં દર્શન કરી લેત તો તો મને કાંઇક ધીરજ રહેત. મને આજ સુધી એ આશા હતી કે, ભગવાન મને ક્યારેક તો દર્શન આપવાની કૃપા કરશે, પરન્તુ હવે તો તે આશા પણ ભાંગી પડી. હવે હું કઇ આશાના આધારે જીવન વ્યતીત કરું! મારા આ દુઃખમય જીવન કરતાં મૃત્યુ જ શ્રેષ્ઠ છે. ધિક્કાર છે આ જીવનને, કે જેમાં પતિ–વિયોગનું દુઃખ સહેવું પડે! મેં એવું શું પાપ કર્યું હશે કે જેને પરિણામે મારે આવી રીતે દુઃખ ભોગવવું પડે છે!

રાજેમતી, આ પ્રમાણે વ્યાકુલ બનીને, પોતાનાં પાપની આલોચના અને તે બાબતમાં પશ્ચાત્તાપ કરવા લાગી. ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યેના અનન્ય પ્રેમે તેમજ પાપોની નિંદા કરવાથી, તરત રાજેમતીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જાતિ સ્મરણ જ્ઞાન થતાં, તેને જણાયું કે, મારો અને ભગવાન અરિષ્ટનેમિનો પૂર્વે આઠ ભવ સુધી પ્રેમ-સંબંધ રહ્યો છે, અને એ જ સંબંધનો આ નવમો ભવ છે. આ નવમા

ભવનો પ્રેમ, ભગવાન સાંસારિક સુખોના સદંતર ત્યાગમાં જોડવા ઇચ્છતા હતા, એટલા જ માટે ભગવાને સંયમ સ્વીકાર્યો છે. સંયમદ્વારા ભગવાન, જે અક્ષય સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તેનાથી હું વંચિત ન રહું; પરન્તુ હું પણ તે સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરું, એ સૂચના મને આપવા માટે જ ભગવાન અહિં સુધી પધાર્યા હતા. હવે મારું પણ કર્તવ્ય છે કે, હું એક સાચી પત્નીની માફક તે જ શ્રેષ્ઠ માર્ગ ગ્રહણ કરું કે જે માર્ગ પતિએ ગ્રહણ કર્યો છે. હવે હું પણ, સંસારની ઝંઝટોથી મને અલગ કરીને, સંયમ લઇશ અને પછી તે સ્થાન પર પતિને મળીશ કે જ્યાં વિયોગનું દુઃખ હોઇ શકતું જ નથી.

આ પ્રમાણે વિચાર કરી રાજેમતી, સંયમ લેવા માટે તૈયાર થઈ. તેના મુખ પર પ્રસન્નતા દેખાવા લાગી. તેની આંખોની સજળતા પણ અપૂર્વ તેજમાં પરિણત થઇ ગઇ અને તેના હૃદયનો સઘળો ખેદ દૂર થઇ ગયો.

રાજેમતીની માતાએ જ્યારે ભગવાનની દીક્ષાના સમાચાર સાંભળ્યા ત્યારે તે રાજેમતીને ફરીથી સમજાવવા આવી; પરન્તુ તેણે જોયું કે રાજેમતી પ્રસન્નચિત્ત છે. તેને કિંચિત્ પણ ખેદ નથી અને તે પોતે પણ દીક્ષા લેવાની તૈયારીમાં લાગી ગઈ છે. રાજેમતીને સંયમ લેવા માટે તત્પર થયેલી જાણીને, રાજેમતીની માતા તેને કહેવા લાગી–પ્યારી પુત્રી! શું તું સંયમ લેવાની તૈયાર કરી રહી છે? શું સંયમ એ કોઇ બાળકનો ખેલ છે, કે જે સંયમને ગમે તે સ્વીકારી લ્યે! સંયમનું પાલન કરવું એ શું કોઈ સરળ કાર્ય છે? સંયમનું પાલન કરવું એ લોઢાના ચણા ચાવવાની જેમ મહા મુશ્કેલ કાર્ય છે. મોટા મોટા યોદ્ધાઓ પણ સંયમનું પાલન કરવા સમર્થ નથી, તો પછી તારા જેવી સુકુમારી, સંયમનું પાલન શી રીતે કરી શકશે? તું મહેલોમાં ઉછરી છે, કોમળ શય્યા પર સૂતી છે, સારા સારા પદાર્થોનું ભોજન કરતી રહી છે, અને અનેક દાસીઓથી સેવાતી

રહી છે. એવી દશામાં સંયમ લઈને, ઉઘાડે પગે ચાલવું, કઠોર શય્યા પર સૂવું અને ભિક્ષા માગીને, લુખ્ખું અને તુચ્છ ભોજન કરવું, વગેરે કષ્ટો તું કેમ સહન કરી શકોશ? શું તું ભિક્ષા માગી શકોશ? તે વખતે માન-અપમાનનો વિચાર શું ત્હને નહિં થાય? ભિક્ષા માગતાં, તે ન મળવાથી ત્હને ખેદ નહિં થાય? આ બધી બાબતો પર વિચાર કર અને સંયમને સરળ ન સમજ. સંયમમાં મહાન્માં મહાન્ કષ્ટો સહન કરવાં પડે છે; જેને સહન કરવા યોગ્ય આ તારું સુકુમાર શરીર નથી. બીજાં કષ્ટો તો દૂર રહ્યાં, પરંતુ તું તારા માથાનો એક વાળ તો ઉખાડી જો, કે કેવું કષ્ટ થાય છે! એક વાળ ખેંચવામાં પણ જ્યારે આટલી વેદના થાય છે ત્યારે માથાના સઘળાં કેસો ખેંચવામાં કેટલી વેદના થતી હશે! આ ઉપરાંત, હમણાં થોડીવાર પહેલાં તો તને, કુમાર અરિષ્ટનેમિનું તારી સાથે લગ્ન ન થયાનું તેમજ તેઓ તને પરણ્યા વિના ચાલ્યા ગયા તેનું દુઃખ હતું અને હવે ક્ષણભર પછી જ, તારામાં સંસારથી વિરક્ત થવાની ભાવના શી રીતે પેદા થઇ? સંયમ લેવાની ધૂન કેવા રીતે જાગી? સાંસારિક ભોગવિલાસ ભોગવતાં ભોગવતાં અમારી આટલી ઉંમર વીતી ગઈ, છતાં પણ અમને સંસાર પર વૈરાગ્ય ન થયો, અને ત્હને કેવી રીતે થયો? આ પ્રમાણે ક્ષણિક આવેશમાં આવી જઇને, કોઈ કાર્ય કરી નાખવું તે પોતાને માટે આપત્તિ વહોરી લેવા જેવું છે; એટલા માટે તું સંયમ લેવાના વિચારને તો તદ્દન છોડી જ દે. અમે તારા હિતૈષી છીએ, શત્રુ નથી. જો તું અમારા પર વિશ્વાસ મૂકતી હો તો અમે કહીયે તે જ કર; અમારી ઇચ્છા વિરુદ્ધ કામ કરવાનો વિચાર પણ ન કર.

માતાના કથનના જવાબમાં રાજેમતી કહેવા લાગી:—માતાજી! હું તમને જ પૂછું છું કે, પત્નીને માટે, પતિની આજ્ઞા માનવી જરૂરી છે કે માબાપની આજ્ઞા માનવી જરૂરી છે? તેના જવાબમાં તમે એમ જ કહી શકશો કે પત્નીએ, ખાસ કરીને પતિની જ આજ્ઞા

માનવી જોઈએ. જો આ બાબત તમે પણ કબુલો છો, તો પછી તમારી આજ્ઞા ન માનતાં, મારું સંયમ લેવાનું કાર્ય અનુચિત નથી. પ્રથમ તો, તેમની આજ્ઞા જ એવી છે, અને કદાચ આજ્ઞા ન હોય તો પણ, કોઈ ઉચિત કાર્યમાં, પતિનું અનુગમન કરવા માટે પતિની આજ્ઞા મેળવવી જરૂરી નથી. માતાજી ! ભગવાન મને કંઇક શીખામણ આપવા માટે જ અહિં સુધી આવ્યા હતા. તેમણે મને દૂરથી જ દર્શન આપીને, એ શીખામણ આપો ' કે, તું મારું અનુગમન કરવા માટે જ મારી સાથે લગ્ન કરવા ઈચ્છે છે, તો મારું અનુગમન કર, અને જે રીતે હું સંસાર સાથેનો મારો સંબંધ છોડી દઉં છું તે જ રીતે તું પણ સંસારસંબંધથી અલગ થઇ જા. હું, સંસાર-સંબંધમાં જકડાઈ રહેવામાં આત્માનું કલ્યાણ જોતો નથી, એટલે તું પણ સંસારસંબંધમાં ન રહે.'

માતાજી ! મને આ શીખામણ આપવા માટે જ, ભગવાને અહિં પધારવાની કૃપા કરી હતી. ભગવાનના પધારવાનો હેતુ, મને શીખામણ આપવાની સાથે જ, કદાચ કોઈ બીજો પણ હોય; પરંતુ હું તો એમ જ માનીશ કે, ભગવાન મારા પર કૃપા કરવા માટે જ પધાર્યા હતા. હું આ બાબત અત્યાર સુધી સમજી શકી ન હતી, આ કારણે ભગવાન પ્રત્યે, સાંસારિક પ્રેમની જ આશા રાખતી હતી, પરંતુ ભગવાને દીક્ષા લઈ લીધી, એ સમાચાર સાંભળીને, હું વિચારવા લાગી કે, શું ભગવાને મારી સાથે અન્યાય કર્યો છે ? વિચાર કરતાં મને જણાયું કે, ભગવાને મારા પ્રત્યે અન્યાય નથી કર્યો, પરંતુ મારા પર દયા કરી છે. અજ્ઞાનભરી ઇચ્છાની તૃપ્તિ માટે, મારી સાથે અપવિત્ર પ્રેમસંબંધ ન જોડતાં, ભગવાને, મને વારંવાર જન્મ-મરણ કરવામાંથી બચાવી લીધી છે. તેઓ મને એ જ શીખામણ આપવા માટે પધાર્યા હતા કે, રાજેમતી ! શું તું આ ભવને પણ અપવિત્ર પ્રેમસંબંધમાં જ વીતાવવા માગે છે ? આવ, અને હવે તે

પવિત્ર પ્રેમસંબંધ સ્થાપિત કર કે જેમાં વિયોગનું દુઃખ નથી તેમજ જન્મ, જરા, મૃત્યુ આદિનાં દુઃખો પણ નથી. આ શીખામણ આપીને ભગવાન, એવો જ પ્રેમસંબંધ સ્થાપિત કરવાની તૈયારી કરવા માટે, પાછા ફર્યા હતા; પરંતુ મારા અજ્ઞાને, અત્યારસુધી ભગવાનની આ શિખામણ, મારી સમજણમાં ન આવવા દીધી, અને એ જ કારણે હું આટલા દિવસ સુધી, સાંસારિક પ્રેમસંબંધને માટે દુઃખ પામતી રહી. હવે મારા હૃદયનું અજ્ઞાન દૂર થયું છે, તેથી હું, ભગવાનના અહિં પધારવાનું અને પછી લગ્ન કર્યા વગર જ પાછા જવાનું રહસ્ય સમજી શકી છું. એટલા માટે હવે, હું પણ ભગવાનની જ માફક સકળ જીવો સાથે તે પવિત્ર પ્રેમસબંધ જોડીશ કે જેમાં સંકુચિતતાને સ્થાન જ નથી.

માતા ! સંયમમાં કષ્ટ હોય છે કે નહિ, તે વિવાદમાં હું પડવા ઇચ્છતી નથી. હું તો એમ જાણું છું કે, ભ૦ અરિષ્ટનેમિ પણ મારી માફક સુખમાં જ ઉછર્યા છે ને! અને તેઓ રાજકુમાર છે. જો તેઓ સંયમનું પાલન કરી શકે છે તો પછી મને તે કેમ મુશ્કેલ પડશે ? હું પણ સંયમનું પાલન કરી શકું છું. માટે હું સંયમ લઈને પતિની અનુગામિની બનીશ; અને જે સુખને તેઓ મેળવવા ઇચ્છે છે, તે સુખ હું પણ મેળવીશ. હું તમને પણ એ જ પ્રાર્થના કરું છું કે, તમે મારા આ વિચારોને પ્રોત્સાહન આપો, મારા વિચારો વિરુદ્ધની કોઈ પરિસ્થિતિ ઉભી ન કરો. હું સંસાર-વ્યવહારમાં હવે એક ક્ષણ પણ મુશ્કેલીથી વીતાવી રહી છું.

રાજેમતીની માતા સમજી ગઈ કે, હવે પુત્રીને વધારે કાંઈ કહેવું તે તેના હૃદયને દુઃખાવવા સમાન છે. તેણે ઉગ્રસેન પ્રત્યે સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું.

અંતમાં તેઓ બંને એવા નિર્ણય પર આવ્યાં કે, જે શ્રેષ્ઠ માર્ગે રાજેમતી સંચરી રહી છે તેમાં વિઘ્ન ન નાખવું જોઈએ અને તે જેમાં સુખ માને તે કાર્ય તેને કરવા દેવું જોઈએ.

રાજેમતીએ, પોતાના ઉપદેશથી પોતાની સખી-સાહેલીઓ આદિ ઘણી સ્ત્રીઓમાં વૈરાગ્યભાવના ભરી દીધી. તેને સાથ આપવા માટે સાતસો સ્ત્રીઓ તૈયાર થઈ ગઇ. રાજેમતી, તે બધાંની સાથે દીક્ષા લેવાની તૈયારી કરવા લાગી.

પોતાની સાતસો સખીયો સહિત, રાજેમતી સંયમ લેવા તૈયાર થઈ. ઉગ્રસેન રાજાએ રાજેમતીનો નિષ્ક્રમણ-મહોત્સવ ઉજવ્યો, જેમાં શ્રીકૃષ્ણ આદિ યાદવોએ પણ ભાગ લીધો. રાજેમતીએ પોતાના સુંદર ઘટાદાર અને રેશમ જેવાં કોમળ કેશોનું પોતાના હાથે લુંચન કરીને સંયમ સ્વીકાર્યો. રાજેમતીની સાતસો સખીયો રાજેમતીની શિષ્યા બની. શ્રીકૃષ્ણ, ઉગ્રસેન આદિ, રાજેમતીને ધન્યવાદ આપતાં કહેવા લાગ્યા કે-હે ઈન્દ્રિયોનું દમન કરનારી સતી! તું આ ઘોર સંસાર-સાગરથી શીઘ્ર પાર પામીશ. આ પ્રમાણે રાજેમતીને કહીને, અને તેને વંદન-નમસ્કાર કરીને, ઉગ્રસેન, શ્રીકૃષ્ણાદિ સઘળા માણસો પોતપોતાને ઘેર ગયા. પોતાની શિષ્યાઓ સાથે, સતી રાજેમતી, તપ સંયમની આરાધના તેમ જ જનકલ્યાણ કરતી થકી વિચરવા લાગી. થોડા જ સમયમાં તે અનેક સૂત્રોની જ્ઞાતા-બહુશ્રુતા પણ બની ગઈ.

# ૧૨

## પુનઃ પતનને પંથે

**શાસ્ત્રમાં** બ્રહ્મચારી માટે સ્ત્રીને જોવાનો નિષેધ છે, એટલું જ નહિ પણ સ્ત્રી સાથે વાર્તાલાપ કરવો, સ્ત્રીનું સ્મરણ કરવું, સ્ત્રીઓની કથા કરવી તથા સ્ત્રીનું ચિત્ર દેખવું પણ નિષિદ્ધ છે. આ જ બાબત બ્રહ્મચારીઓ માટે, પુરુષોની બાબતમાં પણ સમજવી જોઈએ. શાસ્ત્રનો આ નિષેધ નિષ્કારણ નથી, પરન્તુ સકારણ છે. જગતમાં એવાં સ્ત્રી-પુરુષો બહુ જ થોડાં નીકળશે કે જેઓ આવાં કારણો વિદ્યમાન હોવા છતાં પણ બ્રહ્મચર્યને સુરક્ષિત રાખી શકે. શાસ્ત્રકારોએ બ્રહ્મચર્યના રક્ષણની દૃષ્ટિએ જ આ બાબતોનો નિષેધ કર્યો છે.

બ્રહ્મચારીએ એકાંતમાં સ્ત્રીને મળવાથી (એજ રીતે બ્રહ્મચારિણીને માટે એકાંતમાં પુરૂષને મળવાથી), તેનું મન વિકૃત બનવા સંભવ છે. બ્રહ્મચારી તો દૂરની બાબત છે, પરંતુ કોઇપણ પુરુષ કે સ્ત્રીને માટે એકાંતમાં સ્ત્રી કે પુરુષને મળવું એ ખરાબ છે. એકાંતમાં સ્ત્રી કે પુરુષને મળવાથી, જે પુરુષ કે સ્ત્રીનુ મન સ્થિર રહી શકે તે ધન્યવાદને પાત્ર છે. કેમકે, આવા સમયમાં મન સ્થિર રહેવું ઘણું જ કઠણ છે, અને મન અસ્થિર થતાં જ, મનની ચંચળતાને કારણે પતન અવશ્ય છે. એ વાત જુદી છે કે, કોઇ શરીરથી પતિત થતો બચે, પરંતુ તે વખતે માનસિક પતન તો થઈ જ જાય છે. સંસાર-વ્યવહારને તિરસ્કારપૂર્વક ત્યાગનાર મોટા મોટા ત્યાગીઓ પણ આવા સમયમાં વિચલિત થઈ જાય છે તો બીજાઓની તો વાત જ શી! રાજેમતીના ઉપદેશથી રથનેમિએ ખૂબ જ ઘૃણાની દૃષ્ટિએ સંસાર

તજ્યો હતો, છતાં તે જ રાજેમતી જ્યારે તેમને એકાન્તમાં મળી ગઈ ત્યારે રથનેમિનું મન ચલિત થઇ જ ગયું. અને જો તે વખતે રાજેમતીનો મર્મવેધી ઉપદેશ તેમને ન મળ્યો હોત તો, અને રથનેમિની જેમ રાજેમતી પણ ચલિત થઈ ગઇ હોત તો બંનેનું પતન થઇ જ ચૂકયું હોત. છતાં રાજેમતી પૂર્ણ તથા દૃઢ બ્રહ્મચારિણી હતી. આ કારણે એવો વિકટ પ્રસંગ હોવા છતાં પણ, તે પોતે બચી ગઈ તથા રથનેમિનું પણ પતન ન થવા દેતાં, હંમેશને માટે તેમને દૃઢ બનાવી દીધા. આ પ્રકારની ઘટનાઓ લક્ષમાં રાખીને જ, એવો ઉપદેશ આપવામાં આવ્યો છે કે, ભલે કોઈ ગમે તેવા ત્યાગી મહાત્મા હોય, પરન્તુ તેમણે એમ વિચારવું જોઈએ કે, હું ઇન્દ્રિયદમન કરનાર છું, કોઈપણ સ્ત્રી સાથે પછી ભલેને તે સ્ત્રી વૃદ્ધ, કુરૂપા કે માતા પણ કેમ ન હોય, પરન્તુ એકાન્તમાં વાતચિત ન કરવી જોઇએ, તેમ તેની સાથે એકાંતમાં મળવું પણ ન જોઈએ; કારણકે, મન તથા ઈન્દ્રિયોનો સમૂહ કયે સમયે બગડી બેસે છે તે કહી શકાય નહિં.

રાજેમતીના હૃદયમાં, ભ૦ અરિષ્ટનેમિના દર્શન કરવાની પહેલેથી જ ઉત્કંઠા હતી. દીક્ષા લીધા પછી, તેનાં હૃદયમાં ભગવાનના દર્શન કરવાની ભાવના ઉગ્રરૂપે વધી ગઈ. આ ઉચ્ચ ભાવના પૂરી કરવાનું શ્રેયસ્કર માની, પોતાની શિષ્યાઓ સાથે સતી રાજેમતી, ભગવાનના દર્શન કરવા માટે ચાલી. તે વખતે ભ૦ અરિષ્ટનેમિ ગિરનાર પર્વત પર બિરાજતા હતા. સતી રાજેમતી પણ, ભ્રમણ કરતી થકી, અને જન સમૂહનું કલ્યાણ કરતી, ગિરનાર પર્વત પાસે આવી પહોંચી. 'હવે મને મારા ચિરપ્રેમી તે ભ૦ અરિષ્ટનેમિનું દર્શન થશે, કે જેઓ મને દૂરથી જ દર્શન આપી, પાછા ફર્યાં હતા, જેમનાં દર્શન કરવાની મારા હૃદયમાં ઘણા દિવસોથી ઉત્કંઠા હતી અને જેઓ જન્મમરણના ફેરા મટાડવા માટે સાંસારિક સુખોનો ત્યાગ કરી, આ પર્વત પર બિરાજે છે.' આવા પ્રકારના વિચાર કરતી સતી

રાજેમતી, પોતાની સખીયો ( શિષ્યાઓ ) સાથે ગિરનાર પર્વત પર ચઢવા લાગી. રાજેમતી અને તેની શિષ્યાઓ પર્વત પર ચઢી રહી હતી એટલામાં જ પવનની એક જબ્બર આંધી આવી અને પાણીનું ભયંકર તોફાન શરૂ થયું. એ સમયે એવા તો પ્રચંડ વાદળાં ચઢી આવ્યાં કે એકદમ આખી પૃથ્વી પર અંધકાર છવાઇ ગયો. અંધકાર અને ધૂળને કારણે પોતાનો હાથ દેખવો પણ કઠણ હતો. શિષ્યાઓ સહિત રાજેમતી તે પ્રચંડ આંધીના વેગમાં ઘેરાઈ ગઈ. પરિણામે સૌનો સાથ છૂટી ગયો. કોઈ ક્યાંય રહી ગઈ અને કોઈ ક્યાંય નીકળી ગઈ.

આંધીના પ્રકોપની સાથે વરસાદ પણ વરસવા લાગ્યો. રાજેમતી અને તેની શિષ્યાઓ વિખુટી પડી ગઇ હતી. વરસાદને કારણે રાજેમતીનાં વસ્ત્રો પણ ભીંજાઇ ગયાં. તે સમયે રાજેમતી સાથે તેની કોઈ પણ શિષ્યા ન હતી, તે એકલી જ પડી ગઈ હતી. કેટલાક સમય પછી, આંધીનો પ્રકોપ પણ શમ્યો અને વરસાદ પણ બંધ પડયો. વટોળ અને વરસાદ બંધ થયા પછી, રાજેમતીએ પાસે એક પર્વતની ગુફા જોઇ. તેણે વિચાર્યું કે, આ ગુફામાં જઈને મારાં ભીંજાયલાં વસ્ત્રો સુકવી નાખવાં ઠીક છે. આ પ્રમાણે વિચાર કરી રાજેમતી, તે ગુફામાં ગઈ. તેણે જોયું કે ગુફામાં કોઇ પુરુષ નથી. ગુફાને નિર્જન સમજીને, રાજેમતીએ પોતાનાં શરીરનાં વસ્ત્રો ઉતારીને તેને અહિં તહિં પ્રસરાવી દીધાં. (સૂકવવા મૂકયાં.)

જે ગુફામાં રાજેમતીએ નગ્ન થઈને, પોતાનાં વસ્ત્રો સૂકવવા માટે પાથર્યાં હતા, તે જ ગુફામાં રથનેમિ ધર્મચિંતન કરતા હતા. તેઓ ગુફાની અંદરની બાજુમાં અંધકારમાં હતા, તે કારણે તેઓ રાજેમતીને દેખી શકયા નહિ. રાજેમતી ગુફાના તે ભાગમાં હતી કે જ્યાં પ્રકાશ હતો, અને રથનેમિ ગુફાના તે ભાગમાં હતા કે જ્યાં અંધારૂં હતું. આ કારણે રાજેમતી તો રથનેમિને ન જોઈ શકી, પરન્તુ રથનેમિએ રાજેમતીને જોઈ લીધી. રથનેમિ બેઠા હતા તો ધર્મચિંતન

કરવા, પરન્તુ રાજેમતીને નગ્નાવસ્થામાં જોઈને, તેમની ધીરજ છૂટી ગઈ. તેમનામાં કામવાસના જાગૃત થઇ ગઈ. તેમણે રાજેમતીને ઓળખી લીધી. તેમની સામે પૂર્વની બધી ઘટનાઓ ચિત્રની માફક આવીને ઉભી રહી. એકાન્તમાં રાજેમતી જેવી સુંદરીને અને તે પણ નગ્નાવસ્થામાં દેખીને, એ જ વિરલા પુરુષો ધૈર્ય રાખી શકે, કે જેમનામાં કામવિકાર જાગૃત ન હોય, અને એવા મહાપુરુષો બહુ જ થોડા નીકળશે. રથનેમિ જેવી વ્યક્તિને માટે અધિર બની જવું એ સ્વાભાવિક જ હતું. રથનેમિ સ્ત્રીભોગની ઇચ્છાથી પરાજિત બની ગયા. આ ઇચ્છાથી પરાજિત બનવાને કારણે, તેઓ જ્ઞાન, ધ્યાન-સઘળું ભૂલી ગયા. તેમને રાજેમતી સાથે ભોગ ભોગવવાની પ્રબળ ભાવના થઇ, અને સંયમની ફિકર ન રહી. તેઓ વિચારવા લાગ્યા કે, આવી જાતની સુંદરી રાજેમતી સાથે ભોગ ભોગવવાથી જ, જીવન સાર્થક બને છે. જો કે હું તેના પર પહેલેથી જ મુગ્ધ હતો, પરન્તુ તે વખતે તેણે મારો સ્વીકાર કર્યો ન હતો; પરંતુ મને એવો ઉપદેશ આપ્યો હતો કે જેથી મેં, સંસારવ્યવહારથી વિરક્ત થઈને ભાઈની સાથે દીક્ષા લઇ લીધી. પરન્તુ આજે હું, આ અનુપમ સુંદરીને જોઇ એમ સમજું છું કે, આવી સુંદરી સાથે ભોગ ભોગવવામાં જ આનંદ છે, સંયમમાં આનંદ નથી. આ સ્થાન એકાંત છે. અહિંયા તેના અને મારા સિવાય ત્રીજું કોઈ નથી, તથા તે નગ્ન પણ છે. આ ઉપરાંત, જ્યારે તેણે મારી સાથે લગ્ન કરવાનો અસ્વીકાર કર્યો હતો ત્યારે તેનામાં મારા ભાઈનો તીવ્ર પ્રેમ હતો, જે સમયના વહેવા સાથે ઓછો થઈ ગયો હશે. એટલા માટે હવે, તે મને જરૂર સ્વીકારશે જ. વળી વધારામાં આજે વરસાદ થયો છે. તે વરસાદથી ભીંજાઇ પણ છે. વરસાદ વખતે સ્ત્રીઓમાં પુરુષની ઇચ્છા વધારે રહે છે; એટલે પણ આજે મારો મનોરથ અવશ્ય પૂર્ણ થશે.

આ પ્રમાણે વિચાર કરી, રથનેમિ વિકાર ભરી ચેષ્ટાઓ કરવા

લાગ્યા. રથનેમિની ચેષ્ટાઓથી, રાજેમતીનું ધ્યાન તે તરફ ખેંચાયું. પહેલાં તો તેણે ધાર્યું કે અંદરના ભાગમાં કોઈ પશુ–પક્ષી હશે; પરંતુ જ્યારે તેણે દૃષ્ટિ ફેંકીને જોયું ત્યારે તેને માલૂમ પડયું કે, અહિં તો કોઇ પુરુષ છે. ગુફામાં કોઈ પુરુષ છે એ જાણીને રાજેમતી લજ્જા અને ભયથી કંપી ઉઠી. તે વિચારવા લાગી કે, મેં કેવો અનર્થ કર્યો કે આ ગુફાને નિર્જન ધારીને હું નગ્ન બની! મને એકલી તથા નગ્ન જોઇને, કયાંય આ પુરુષ મારૂં શિયળ ભંગ કરવા માટે બળાત્કાર તો નહિં કરે! જો કદાચ તે તેમ કરે તો હું શું કરીશ? હું એકલી તો છું જ, સાથે નગ્ન પણ છું. હવે વસ્ત્ર પહેરવામાં પણ વિલંબ થશે. આ વખતે મારે શું કરવું જોઈએ?

આ પ્રમાણે રાજેમતીને, ક્ષણ ભરને માટે ભારે મુંઝવણ થઇ, પરંતુ તે મુંઝવણ વધુ સમય માટે રહી નહિં. તેણે તે જ ક્ષણે સાહસ ધારણ કરીને વિચાર્યું કે, હું વીરબાળા છું. મારે આ રીતે ભયભીત બનવું ઠીક નથી. ભયભીત બનવાથી તો હું કાંઇપણ નહિં કરી શકું. આ સમયે મારે ધૈર્ય તથા સાહસથી કામ લેવું જોઈએ. જગતમાં કોઇપણ પુરુષની એવી તાકાત નથી કે જે બળાત્કારે કોઇનું શીલ લૂંટે, તો પછી હું–વીરબાળાના શિયળનો ભંગ તો કોઈ કેવી રીતે કરી શકે? હું બની શકશે ત્યાં સુધી શરીરમાં રહેલા શિયળની રક્ષા કરીશ, અને જ્યારે હું એમ જાણીશ કે, શરીરમાં રહેલા શિયળની રક્ષા હું નહિં કરી શકું ત્યારે આ શરીરનો હું અંત લાવીશ; પરન્તુ શરીર છે ત્યાંસુધી શિયળ નષ્ટ થવા નહિં જ દઉં. આ સમયે વિલંબ થશે માટે હમણા વસ્ત્ર પહેરવામાં પડવું એ ઠીક નથી. સંભવ છે કે, તે પુરુષ મારા પર જલ્દી આક્રમણ કરે. એટલા માટે પ્રથમ મારે, શીલ નષ્ટ ન થાય એવો પ્રબંધ કરી લેવો જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી રાજેમતી, મર્કટાસન લગાવી બેસી ગઈ. તેણે પોતાના બંને પગ વડે પોતાનું ગુપ્ત અંગ ઢાંકી દીધું

અને પગ હાથથી જકડી લીધા. આ રીતે તે, શીલ-રક્ષાની ચિંતાથી થોડી ઘણી મુક્ત બની.

રાજેમતી, રથનેમિને પૂરી રીતે જોઈ શકી પણ ન હતી, તેમ જ તેમને ઓળખી શકી પણ ન હતી; પરંતુ રાજેમતીને રથનેમિએ ઓળખી લીધી હતી. રાજેમતીના ચ્હેરાની ચડ-ઉતર અને તેને મર્કટાસન લગાવીને બેસતી જોઇ, રથનેમિ સમજ્યા કે રાજેમતી ભયભીત બની ગઈ છે. તેઓ પોતાની જગ્યાએથી ઉઠીને, રાજેમતી પાસે આવ્યા અને રાજેમતીને કહેવા લાગ્યાઃ—હે રાજેમતી! તમે ભય ન પામો. હું બીજો કોઇ નથી, પણ તમારો પૂર્વ પ્રેમી રથનેમિ જ છું. મારા તરફથી તમને કોઈ પ્રકારનું કષ્ટ નહિં થાય, પરંતુ સુખ જ મળશે. હે સુંદરી! હે મધુરભાષિણી! તમે ભય અને લજ્જા છોડી દ્યો અને આવો, આપણે બંને મનુષ્યોચિત ભોગ ભોગવીયે. આ જગ્યા એકાંત છે. અહિં કોઈ જુએ તેમ નથી. આ માનવભવ ઘણો દુર્લભ છે. આ ભવ પામીને પણ, મનુષ્યજન્મ સંબંધી સુખોથી વંચિત રહેવું એ ઠીક નથી.

રથનેમિની વાત સાંભળીને, તથા તેને ઓળખીને, રાજેમતીને આ વિચારે થોડીક ધીરજ વળી કે, ગમે તેમ પણ રથનેમિ કુલીન છે. તેઓ બળાત્કારે મારૂં શિયળ નષ્ટ કરવાનું દુસ્સાહસ નહિં જ કરે. જો કે આ વખતે તેઓ કામવિકારથી અસ્થિર-ચિત્ત બન્યા છે, છતાં પણ તેઓને સન્માર્ગે લાવવા એ કઠિન્ નથી. પહેલાં પણ, જ્યારે તેમણે મારી સાથે લગ્ન કરવા ઇચ્છા કરી હતી ત્યારે તેમને સમજાવવામાં વધુ સમય લાગ્યો ન હતો અને તે સમયે મારા ઉપદેશનો તેમના પર એવો પ્રભાવ પડયો હતો કે, તેઓ સંસારસંબંધ છોડીને મુનિ બની ગયા. હમણા પણ તેમને સમજાવવાથી, તેઓ પોતાનાં કર્તવ્યમાર્ગમાં સ્થિર થઇ શકશે.

રાજેમતીનો ભય કાંઈક ઓછો થયો. તે મર્કટ-આસન છોડીને, પોતાનાં વસ્ત્રો પહેરવા લાગી. રાજેમતી પોતાનાં વસ્ત્રો પહેરતી હતી અને રથનેમિ ત્યાં જ ઉભા ઉભા કહેતા હતા કે, હે સુલોચની ! મારા હૃદયમાં પહેલાં તમને પત્ની બનાવવાની જે ઇચ્છા થઇ હતી, તે તમારા ઉપદેશથી અવશ્ય ઉપશાંત તો થઈ હતી અને તમારા તે ઉપદેશથી પ્રભાવિત થઈને જ, મેં સંયમ પણ સ્વીકાર્યો, પરન્તુ તે ઇચ્છાનો વિનાશ થયો ન હતો. આજ તમને જોઇને, મારી તે ઉપશાંત થયેલી ઇચ્છા ફરી જાગૃત થઈ છે. મારા હૃદયમાં તમારા પ્રેમનો જે અંકુર ઉત્પન્ન થયો હતો, અને તમારા ઉપદેશને કારણે જે દબાઇ ગયો હતો, તે આજે ફરીથી વિકસિત થઈ ઉઠ્યો છે. ખરેખર, તમે અપ્રતિમ સુંદર છો. તમારા જેવી સુંદરી પ્રત્યે, હૃદયમાં એક વાર જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે સ્વાભાવિક રીતે નષ્ટ થતો નથી. માટે તમે મારી યાચના પૂરી કરો; મને તમારા શરીર-સ્પર્શથી સુખી બનાવો અને તમે પોતે પણ આનંદનો અનુભવ કરો.

રથનેમિ આવા પ્રકારની વાતો કરતા હતા, પરન્તુ રાજેમતી જ્યાં સુધી પોતાનાં વસ્ત્રો પહેરી ન રહી ત્યાંસુધી તેણે રથનેમિના સંભાષણનો કશો પણ જવાબ વાળ્યો નહિ. કપડાં પહેરી લીધા પછી, રાજેમતી, રથનેમિને કહેવા લાગી-અરે રથનેમિ ! તમે તો સાધુ થયા છો ને ? સાધુ થઈને પણ જ્ઞાન-ધ્યાનની વાતો છોડી આવી વાતો કરો છો !

રથનેમિ- હા, હું સાધુ અવશ્ય છું, પરંતુ આ સમયે તમારા વિના મને બીજું કાંઇ ગમતું નથી. આ સમયે હું જ્ઞાન-ધ્યાન ભૂલી ગયો છું.

રાજેમતી—તમે, સંયમ સ્વીકારતી વખતે શી પ્રતિજ્ઞા કરી હતી, તે કાંઈ યાદ છે ?

રથનેમિ—બધું યાદ છે.

રાજેમતી--શું આવી વાતોથી તમારી પ્રેમપ્રતિજ્ઞાને દૂષણ નથી લાગતું ?

રથનેમિ--દૂષણ લાગતું હોય તો ભલે લાગે, હું તેનું પ્રાયશ્ચિત લઇશ અને હમણાં હું જે કાંઇ કરીશ તેનું તો પ્રાયશ્ચિત જ નહિં કરવું પડે.

રાજેમતી--કેમ ?

રથનેમિ—એટલા માટે કે આ સ્થાન એકાંત છે; હું અને તમે જે કાંઇ કરીશું તેને ત્રીજું કોઈ નહિં જાણી શકે.

રાજેમતી—તો શું જે પાપને બીજું કોઇ ન જાણે તેનું પ્રતિફળ નહિં ભોગવવું પડતું હોય, કેમ ? શું તમારાં કૃત્યોને માટે તમારો આત્મા સાક્ષીભૂત નથી ? શું આ રીતે છૂપું પાપ કરવાની ઇચ્છા રાખનાર, સાધુપણામાં દીક્ષિત બનીને, સાધુપણાને દૂષિત નથી કરતા ? આ પ્રકારે છૂપાઈને પાપ કરવાની ભાવના સેવવી એ તો મહાન્ અપરાધ છે. આ ઉપરાંત, કદાચ તમે તો આ રીતે છૂપું પાપ કરવા તૈયાર પણ થાવ, પરંતુ હું એવું કરીને મારી સાધુતાને શા માટે કલંકિત કરું ?

રથનેમિ—સારૂં, ત્યારે તો આવો, આપણે બંને સંયમ છોડીને, સંસારના ભોગો ભોગવીયે, અને પછી જ્યારે ભુક્તભોગી બનશું ત્યારે સંયમનું આચરણ કરીશું.

રાજેમતી—ઠીક છે, પરન્તુ તે વખતે મેં તમારો લાવેલો પેય પદાર્થ, જે મેં તમને આપ્યો હતો તે ત્હમે કેમ ન્હોતો પીધો ?

રથનેમિ—એટલા માટે કે, તે ત્હમે વમન કર્યો હતો.

રાજેમતી--પરન્તુ જો તમે જ તે વમન કર્યો હોત, તો શું તમે તે પી જાત ને ?

રથનેમિ--વમન કરાયલો પદાર્થ હું પણ પાછો કેવી રીતે પી શકું ?

રાજેમતી--એવી જ રીતે, કે જે રીતે ત્હમે અત્યારે તમારા ત્યાગેલા કાર્યનું આચરણ ફરીથી કરવા તત્પર થયા છો ! જ્યારે તમે પોતે છોડેલા કામભોગ ફરીથી ભોગવવા ઇચ્છો છો, તો પછી તમને, વમન કરેલો પેય પદાર્થ પીવામાં શી હરકત હતી ? અરે રથનેમિ ! સંયમ લઇને અને સાંસારિક ભોગો છોડીને, ફરી અત્યારે તે ભોગો ભોગવવા તૈયાર થયા છો ? તમને શરમ પણ નથી આવતી ? તમે, યશસ્વી મહારાજા અંધકવૃષ્ણિના પૌત્ર, મહારાજા સમુદ્રવિજયના પુત્ર અને યદુકુળ કમળ દિવાકર ભગવાન અરિષ્ટનેમિના નાના ભાઈ થઇને, કુતરાંઓની જેમ ત્હમે ત્યાગેલા ભોગોને અપનાવવા ઇચ્છો છો ? તમે તમારા કુળને દૂષિત કેમ કરી રહ્યા છો ? ત્હમે, કુલવાન મનુષ્ય થઇને પણ, તે મર્યાદાનું ઉલ્લંઘન કરો છો કે, જે મર્યાદાને વશ થઇને, સર્પ પણ પોતાનો પ્રાણ ખોઇ નાખે છે. મંત્રવાદીની પ્રેરણાથી, પ્રાણના લોભમાં પડીને, ગંધન જાતિનો સર્પ તો, પોતે વમેલું વિષ કદાચ ચૂસી લ્યે છે, પરન્તુ અગંધન જાતિના સર્પ, પોતે વમેલું વિષ કદાપિ ચૂસી લેતા નથી. હા, અગ્નિમાં પડીને જરૂર પ્રાણની આહુતિ આપી દે છે. જ્યારે એક સર્પ પણ પોતાનું વમેલું વિષ ચૂસી લેવાને બદલે પ્રાણ છોડી દેવાનું વધારે સારૂં માને છે, ત્યારે તમે તો મનુષ્ય છો. તમારે તમારી પ્રતિજ્ઞાના રક્ષણ માટે શું કરવું જોઈએ તે વિચારો ! કદાચિત તમે વમેલી વસ્તુ ચૂસી લેવા પણ તૈયાર થાઓ, ત્યાગી દીધેલાં વિષયભોગો ફરી ભોગવવા માંડો, પરંતુ હું તો પ્રાણ છે ત્યાં સુધી એવું કદાપિ કરી શકું તેમ નથી. હું મહારાજા ભોજ વિષ્ણુની પૌત્રી છું. હું મારી પ્રતિજ્ઞા પર અંત સુધી દૃઢ રહીશ અને અંગધન જાતિના સર્પની જેમ, પ્રાણોનું મમત્વ અવશ્ય છોડી દઇશ, પણ હું જે ભોગોને ત્યાગી ચૂકી છું, તેમાં કદી પણ પ્રવૃત નહિં બનું.

કદાચ તમે સાક્ષાત્ ઈન્દ્ર સમાન વૈભવશાળી તેમજ પ્રભાવશાળી બની જાઓ, તમારૂં રૂપ વૈશ્રમણ ધનપતિ જેવું બની જાય અને ભોગ-વિલાસમાં તમે નળકુબેર સમાન બની જાઓ, તો પણ હું મારી પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરૂં.

હે અપયશકામી રથનેમિ! હું તમને પણ એજ કહું છું કે, તમે તમારા કુળને કલંક ન લગાડો, વિષયભોગની ઇચ્છા આગળ નતમસ્તક બનીને, ગંધન જાતિના સાપની જેમ વમેલાને ન ચુસો, પણ અગંધન જાતિના સાપની જેમ, યશનું રક્ષણ કરો. તમે કહો છો કે, ભુક્તભોગી બન્યા પછી જિન-માર્ગનું આચરણ કરીશું, પરન્તુ એ તમારો ભ્રમ છે. જે એકવાર જાણીબુઝીને, પતનને માર્ગે જાય છે તે પછી પતિત જ થતો જાય છે. માટે કામ, ક્રોધ અને રાગ-દ્વેષ છોડીને જે પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરો. જો તમે, ગ્રામ, નગરમાં વિચરતા થકા, સ્ત્રીઓને દેખીને આવા પ્રકારના ખરાબ ભાવો લાવ્યા કરશો તો તમારું પતન કોઈક દિવસે એવું થશે કે, જેમ પ્રબળ પવનનો ઝપાટો લાગતાં, હરડાનું ઝાડ ઉખડીને પડી જાય છે. તમે તમારાં કૃત્યો પર પશ્ચાત્તાપ કરો અને ગુપ્ત રીતે કે પ્રકટમાં, પ્રતિજ્ઞા વિરુદ્ધ કાર્ય કરવાની ભાવના પણ ન લાવો. એમ કરવાથી જ તમારું કલ્યાણ કરી શકશો. નહિં તો સંયમ લઇને પણ, સંસારમાં વારંવાર જન્મ-મરણ કરવાં પડશે.

રાજેમતીનાં આ ઉપદેશપૂર્ણ વચનો સાંભળતાં સાંભળતાં, રથનેમિના હૃદયનો કામવિકાર નષ્ટ થઇ ગયો. તેમણે રાજેમતીનો બધો ઉપદેશ ધ્યાનપૂર્વક પ્રારંભથી અંતસુધી સાંભળ્યા કર્યો. તે ઉપદેશથી તેઓ, જે રીતે અંકુશ પડવાથી હાથી પોતાના સ્થાન પર આવી જાય છે તે રીતે સંયમમાં દૃઢ બની ગયા.

રથનેમિનું મસ્તક રાજેમતીની આગળ લજ્જાનું માર્યું નમી પડ્યું. તેમની કામવાસના શાન્ત થઇ ગઇ. તેઓ રાજેમતી પાસે

પોતાના આવા દુર્વ્યવહાર બદલ ક્ષમા માગવા લાગ્યા અને કહેવા લાગ્યા કે—હે સતી! તમે મારા પર ખૂબ જ ઉપકાર કર્યો છે. હું તમારો ઉપકાર કદી પણ નહિં ભૂલી શકું. મારા તરફથી તો હું પતિત થઈ જ ચૂકયો હતો, પરંતુ તમે મારા જેવા પતિતને પણ પાવન કરી દીધો. જો કે હું મારી પૂર્વ પ્રતિજ્ઞાઓને દૂષણ લગાડી ચૂકયો છું; તથાપિ આજે ફરી પ્રતિજ્ઞા કરૂં છું કે, હવેથી હું કદાપિ કોઈ સ્ત્રી પર મન નહિ કરૂં પરંતુ સંયમમાં દૃઢ રહીશ.

રથનેમિની પ્રતિજ્ઞા સાંભળીને, રાજેમતીએ તેમને ધન્યવાદ આપ્યો અને કહ્યું—રથનેમિ! ગભરાઓ નહિં. ગભરાવાથી કાંઈ વળશે નહિં. જે થયું તે થયું; હવેથી પણ જો તમે તમારી કરેલી પ્રતિજ્ઞાઓમાં દૃઢ રહેશો તો પણ સમસ્ત પૂર્વ પાપોથી મુક્ત થઈ શકશો, તથા આત્મકલ્યાણ પણ કરી શકશો. હવે હું તમને એટલું જ કહું છું કે, આજની આ પ્રતિજ્ઞા કદી પણ ભૂલશો નહિ, હમેશાં યાદ રાખજો, અને પ્રતિજ્ઞામાં કયારેક કોઈ દૂષણ લાગી જાય તો તેને દબાવશો નહિ, પણ નિંદા—ગર્હા વડે પ્રકટ કરીને શુદ્ધ બની જજો.

રથનેમિએ રાજેમતીની આ વાત સ્વીકારી. રાજેમતી, ગુફામાંથી નીકળીને, પર્વતના શિખર પર જવાને માર્ગે આવી. ત્યાં તેની શિષ્યાઓ બેસી રહીને, રાજેમતીની રાહ જોતી હતી. શિષ્યાઓને મળીને, રાજેમતીએ તેઓને કુશળ પ્રશ્ન પૂછયો, અને પછી તે, સૌની સાથે શિખર પર ચડવા લાગી.



૧૩

# વિયોગાન્ત

**અ**નન્ય પ્રેમનો મહિમા અદ્‌ભુત છે. આ પ્રકારના પ્રેમમાં મહાન્ શક્તિ હોય છે. એવા પ્રેમી પોતાના પ્રેમપાત્રને પ્રાપ્ત કરે જ છે. કોઈને ભલે કઠોર બંધનમાં નાખવામાં આવે, ત્રિલોકના રાજ્યનું પ્રલોભન આપવામાં આવે અથવા મૃત્યુદંડ આપવામાં આવે, તોપણ જો તેઓ અનન્ય પ્રેમી હોય તો પોતાના પ્રેમપાત્રને ભૂલી શકતા નથી; તેમના પ્રત્યેનો પ્રેમ છોડી શકતા નથી; અને તેના બદલે કોઈ બીજાને પ્રેમપાત્ર બનાવતા નથી. અનન્ય પ્રેમી પોતાના પ્રેમપાત્રને માટે, જગત્‌ની કઠણમાં કઠણ યાતનાઓ પણ હર્ષપૂર્વક સહન કરે છે, અને મહાન્‌માં મહાન્ પ્રલોભનને પણ ઘૃણાપૂર્વક લાત મારે છે. ભલે ગમે તેવો અને ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તો પણ તે, પોતાના પ્રેમપાત્રની તુલનામાં, જગત્‌ની કોઈ પણ ચીજ કે કોઈ પણ વ્યક્તિને માનતો નથી. તે પ્રેમી, પોતાના પ્રેમપાત્ર સામે સૌને તુચ્છ સમજે છે. ભ્રમરનો પુષ્પ પ્રતિ જે અનન્ય પ્રેમ છે તેને મટાડવા માટે, ભલે કોઈ તેને પુષ્પથી પણ વધારે સુગંધિત તથા કોમળ પદાર્થ આપે, છતાં તે પદાર્થને તુચ્છ સમજીને તેની અવહેલના જ કરશે, તે પર મુગ્ધ બનીને પુષ્પ પ્રત્યે જે અનન્ય પ્રેમ છે તેને કદાપિ નહિ ત્યાગે. એ જ પ્રમાણે ભલે કોઈ તેને કઠોરમાં કઠોર બંધનમાં જકડે અથવા તેને મારી પણ નાખે, તો પણ તેના પુષ્પ પ્રત્યેના પ્રેમમાં કિંચિત્ પણ ન્યૂનતા નહિ આવે. અનન્ય પ્રેમી, પોતાના પ્રેમપાત્રનો દોષ પણ નથી દેખતો. પ્રેમપાત્ર ભલે તેનો તિરસ્કાર કરે, તેને ભૂલી પણ જાય, તેનાથી પ્રેમ ન પણ કરે; તેમ છતાં અનન્ય પ્રેમીના હૃદયમાં તેના પ્રત્યે એવો ને એવો જ પ્રેમ રહે છે.

અનન્ય પ્રેમની બાબતમાં અનેક કથાઓ પ્રસિદ્ધ છે. રાવણે સીતાને ખૂબ ભય બતાવ્યો અને ખૂબ પ્રલોભન પણ આપ્યું, છતાં સીતાના હૃદયમાં રામ પ્રત્યેનો પ્રેમ ઓછો ન થયો. રૂક્મિણીને અનેક પ્રકારનાં કષ્ટો આપવામાં આવ્યાં, અને અત્યધિક પ્રલોભન પણ આપવામાં આવ્યું, છતાં રૂક્મિણીનો કૃષ્ણપ્રેમ અડગ જ રહ્યો; એ અનન્ય પ્રેમનો જ મહિમા હતો. અનન્ય પ્રેમ ન હોય તો, થોડોક ભય કે થોડુંક પ્રલોભન પ્રેમીને પ્રેમપાત્ર તરફથી વિમુખ કરી શકે છે; પરન્તુ અનન્ય પ્રેમને કોઈ ક્યારેય પણ મટાડી શકતું નથી.

તે પ્રેમ, કે જેમાં કેવળ વિષય-ભોગની જ લાલસા છે, તે અનન્ય પ્રેમ નથી કહેવાતો. વિષય-જન્ય પ્રેમ વિષયસુખના અભાવે નાશ પામે છે અથવા બીજી બાજુ પલટાઈ જાય છે. અનન્ય પ્રેમ નથી રહેતો. અનન્ય પ્રેમ તો, ભલે પ્રેમપાત્ર તરફથી સુખ મળે કે દુઃખ મળે, કોઈ બીજા તરફથી, પ્રેમપાત્ર તરફથી મળતાં સુખ કરતાં હજાર બલકે લાખ ગણું સુખ મળતું હોય, અથવા ઘોર આપત્તિમાં પણ ઉતરવું પડતું હોય, કોઈ પણ દશામાં, નષ્ટ કે ન્યૂન નથી થતો. વિષયસુખને માટે કરવામાં આવેલા પ્રેમમાં આ બાબત નથી હોતી. તે પ્રેમ તો ઘટે પણ છે અને નષ્ટ પણ થાય છે.

એવો પ્રેમ વેશ્યાના પ્રેમ જેવો હોય છે, જે પ્રેમ હોવો તે ન હોવા બરોબર છે.

રાજેમતીના હૃદયમાં ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે અનન્ય પ્રેમ હતો. તેનો આ અનન્ય પ્રેમ માત્ર આ જ ભવથી નહોતો પણ આઠ ભવ પહેલાનો હતો. જો રાજેમતી વિષયસુખની લાલસાથી જ ભગવાન પ્રત્યે પ્રેમ ધરાવતી હોત, તો તો ભગવાન પાછા ફરતા, તેનો પ્રેમ પણ તૂટી જાત અને તે કોઈ બીજાને પોતાનું પ્રેમપાત્ર બનાવી લેત, પરંતુ તેણે માતા-પિતા તથા રથનેમિ દ્વારા કરવામાં આવેલ લગ્નની વાત તરફ ઘૃણાની દૃષ્ટિએ જ જોયું. આથી સ્પષ્ટ છે કે, રાજેમતી, ભ૦ અરિષ્ટનેમિ પ્રત્યે કેવળ વિષયસુખની લાલસાથી જ પ્રેમ ન્હોતી

કરતી, પરન્તુ તેનો સ્વાભાવિક અનન્ય પ્રેમ હતો. પતિ પ્રત્યે અનન્ય પ્રેમ ધરનારી કુલાંગનાઓ વિષયસુખને અર્થે જ પતિ સાથે પ્રેમ નથી કરતી, પણ તેમનામાં પતિ પ્રત્યે સહજ પ્રેમ હોય છે અને એ જ કારણે તે પ્રેમ અનન્ય પ્રેમની સીમા સુધી પહોંચે છે.

રાજેમતી, પોતાના પ્રેમપાત્ર ભ૦ અરિષ્ટનેમિનું જ અનુસરણ કરતી. જ્યાં સુધી ભગવાન કુમાર રહ્યા ત્યાં સુધી તે પણ કુમારી રહી. ભગવાન રાજેમતીના દ્વારેથી પાછા ફરી, જ્યાં સુધી ઘેર રહ્યા, ત્યાં સુધી તે પણ ઘેર રહી, અને જ્યારે ભગવાને સંયમ લીધો, તથા જે પદની આરાધના ભગવાન કરતા હતા, તે જ પદની આરાધના તે પણ કરવા લાગી. જે મોક્ષપદને પ્રાપ્ત કરવા માટે ભગવાન પ્રયત્નશીલ હતા, તેને જ માટે રાજેમતી પણ પ્રયત્નશીલ હતી. આ પ્રમાણે ભગવાનનું પદાનુગમન કરતી રાજેમતી, ભગવાનના દર્શન કરવા માટે ભગવાનની સેવામાં હાજર થઈ. તેને એવા વિચારે આનંદ હતો કે, આજે ભગવાન મારા પ્રેમના વિષયમાં મને કોઈ પ્રકારનો ઉપાલંભ આપશે નહિ. જો મેં તેમનું પદાનુસરણ ન કર્યું હોત, તો મને આજે ભગવાનને મ્હોં દેખાડતા પણ સંકોચ થાત, તથા ભગવાન પણ મને એમ કહી શકત કે, જો તારામાં મારા પ્રત્યે પ્રેમ હોત તો તું મારું અનુગમન કરત; પરંતુ મેં મારા કર્તવ્યનું પાલન કર્યું છે, તેથી મને કોઈ જાતનો ભય કે સંકોચ થતો નથી.

આ પ્રકારના વિચારોથી પ્રસન્ન રાજેમતી જે ઘણા વખતથી દર્શનની ઝંખના કરતી, તે ભ૦ અરિષ્ટનેમિનું દર્શન કરીને ઘણી જ હર્ષિત બની. તેનાં રોમેરોમ વિકાસમાન થયા. તેણે પોતાની શિષ્યાઓ સાથે, ભગવાનને વિધિપૂર્વક વંદન-નમસ્કાર કર્યાં, અને પછી પ્રાર્થના કરવા લાગી કે-હે પ્રભો! મારા પર પૂર્વના આઠ ભવમાં આપની જે કૃપા રહી છે તેનાથી વિશેષ કૃપા આપે આ નવમા ભવમાં કરી છે. તે આઠ ભવોના પ્રેમ વચ્ચે તો, વિયોગાદિનાં અનેક કષ્ટો સહેવાં પડયાં છે, એવા પ્રેમમાં રહેવાથી તો, જન્મ-મરણનાં દુઃખો ભોગવવાં જ

પડે છે, એટલા માટે આપે આ ભવ, આપનો પૂર્વપ્રેમ સુદૃઢ અને શાશ્વત બનાવવામાં લગાડી દીધો છે. આપનું આ કાર્ય જ્યાં સુધી મારા સમજવામાં ન્હોતું આવ્યું ત્યાં સુધી તો હું દુઃખી રહી, પરન્તુ જ્યારે મને આપનાં કાર્યનું મહત્ત્વ માલૂમ પડયું ત્યારે મને ખૂબ જ આનંદ થયો અને મેં પણ મારા પ્રેમને અવિચળ બનાવવા માટે એ જ માર્ગ અપનાવ્યો કે જે માર્ગને આપે અપનાવ્યો છે; તથા જેને અપનાવવા વાસ્તે આપે મને, દ્વાર સુધી પધારીને સૂચના આપી હતી. પ્રભો! હવે કૃપા કરીને મને એવો ઉપદેશ આપો કે જેથી મારો માર્ગ સુગમ બને, અને હું તે સ્થાનને શીઘ્રાતિશીઘ્ર પ્રાપ્ત કરી શકું કે જ્યાં પહોંચવાથી મારો પ્રેમ હંમેશને માટે સ્થાયી બની જાય.

રાજેમતીની પ્રાર્થના સાંભળીને, ભગવાને કહ્યું:—સતી રાજેમતી! તમે જે સંયમમાર્ગ અપનાવ્યો છે તે પર દૃઢ રહેવું, તેમાં પ્રમાદ ન કરવો, એ જ તે સ્થાન—મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપાય છે.

હું જાણું છું કે, તમે સંયમની આરાધના રૂડી રીતે કરી રહ્યા છો, તથા આગળ પણ કરશો તે પણ હું જાણું છું, છતાં પણ તમારા પૂછવાથી, મેં તમને સંયમમાર્ગ પર દૃઢ રહેવાની જે સાવધાની આપી છે તે બીજા લોકોને માટે હિતકર થશે, એ દૃષ્ટિથી આપી છે.

ભગવાનની વાણી સાંભળીને, રાજેમતી ગદ્‌ગદ્ બની ગઈ. તેનાં નેત્રો ભગવાનના દર્શન બાબતમાં અતૃપ્ત જ રહ્યાં. રાજેમતી, માત્ર ભગવાનની વાણી સાંભળીને અથવા તેમનાં દર્શન કરીને જ બેસી ન રહી, પરંતુ તેણે સંયમ તથા તપની સુંદર રીતે આરાધના કરી. તપ, સંયમની આરાધનાથી, રાજેમતીને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. અંતમાં રાજેમતી, ભગવાન શ્રી અરિષ્ટનેમિથી ૫૪ દિવસ પહેલાં મોક્ષ પ્રાપ્ત કરીને સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ ગઈ.



# ઉપસંહાર

આ કથા ખાસ કરીને, હિંસા અને વિષય-ભોગના ત્યાગનો આદર્શ સન્મુખ રાખે છે. તેમાં બતાવ્યું છે કે, ભ૦ અરિષ્ટનેમિએ, હિંસા અને વિષયભોગના ત્યાગની કેવી ઉત્તમ શિખામણ આપી છે; અને તેમ કરવા માટે તેમણે શું શું કર્યું હતું. જો તેમને માત્ર પોતાનું જ કલ્યાણ કરવાની અભિલાષા હતી તો તેઓ પ્રત્યક્ષ જ્ઞાનના સ્વામી હતા, એટલે ધ્યાન, મૌન અને તપાદિ વડે સહજ રીતિએ જ, આત્મકલ્યાણ કરી શકતા હતા; પરન્તુ તીર્થંકરનો જન્મ લેવાનો હેતુ, જગત્ સન્મુખ કોઈ ખાસ આદર્શ રજુ કરવાનો હોય છે. ભ૦ અરિષ્ટનેમિએ, જગત સન્મુખ અહિંસા-દયાનો ઉત્કૃષ્ટ આદર્શ રજુ કર્યો અને આ આદર્શ રજુ કરવા માટે તેમણે અનુપમ ત્યાગ પણ કર્યો. ભ૦ અરિષ્ટનેમિએ, સંસાર સમક્ષ જે આદર્શ મૂકયો તે આદર્શ મૂકવા માટે તેમણે જ્ઞાનાદિ વિશેષતાની સહાયતા ન લીધી. જો તેઓ પોતાની ખાસ શક્તિઓનો ઉપયોગ કરત, તો અહિંસા અને વિષય-સુખના ત્યાગનું મહત્ત્વ ઘટી જાત. લોકો બોલત કે, ભ૦ અરિષ્ટનેમિ અસાધારણ પુરુષ છે, અમે સાધારણ લોકો તેમનું અનુકરણ ન કરી શકીયે, માટે અહિંસા અને સંસારથી વૈરાગ્ય થવો એ અસાધારણ પુરુષનું જ કાર્ય છે. જનતામાં, આ જાતના વિચારો ફેલાવાથી, ભગવાને રજુ કરેલા અહિંસા અને વૈરાગ્યના આદર્શનો, જનતા પૂરેપૂરી રીતે લાભ ન લઈ શકત; એટલા માટે જ ભગવાને એ જ માર્ગ ગ્રહણ કર્યો કે જે સાધારણ પુરુષ માટે પણ અસાધ્ય નથી,

અને જે વડે એક કુશળ ઉપદેશક, લોકો પર પોતાના ઉપદેશનો પ્રભાવ પાડી શકે છે.

આ કથા સતી રાજેમતીની તો છે જ, એટલા માટે તેનાં ચરિત્રમાં વિશેષતા હોવી સ્વાભાવિક જ છે. રાજેમતીએ, પોતાનાં ચરિત્ર વડે જગત્‌ની સ્ત્રીઓને એ શિખામણ આપી છે કે, તમે જેની સાથે પ્રેમ કરો તેની સાથે અનન્ય પ્રેમ કરો, માત્ર કૃત્રિમ-દેખાવટી પ્રેમ ન કરો. પોતાના પ્રેમપાત્ર સામે, જગતના અન્ય પુરુષોને પુરુષ જ ન માનો, અને પોતાના પ્રેમીને માટે બધું ત્યાગી દો. તે સાથે જ એ પણ શિખામણ આપી છે કે, સંકુચિત અને અપવિત્ર પ્રેમને બદલે, વિશાળ અને પવિત્ર પ્રેમને વિશેષતા આપો. પતિ સાથે કેવળ સાંસારિક ભોગો ભોગવવા માટે જ પ્રેમ ન કરો, પણ પતિના ઉચિત કાર્યનું અનુકરણ કરવા માટે પ્રેમ કરો. પછી ભલે તેમ કરવામાં, તમારે સાંસારિક ભોગ-વિલાસને તિલાંજલી પણ કેમ ન દેવી પડે! કોઈ બીજો પુરુષ, કોઈ સ્ત્રીનું સતીત્વ હરણ કરવા ઇચ્છે, તો તે વખતે તે સ્ત્રીનું શું કર્તવ્ય છે, તે માટે પણ રાજેમતીનું ચરિત્ર માર્ગદર્શક છે. તેણે રથનેમિને બે વાર ઉપદેશ આપીને, પોતાના શિયળની રક્ષા કરી હતી, અને છેલ્લી વખત તો એકાન્તનો એવો વિષમ પ્રસંગ હતો કે, જ્યાં પુરુષથી, સ્ત્રીને માટે પોતાના શિયળનું રક્ષણ કરવું અતિ મુશ્કેલ હતું, છતાં તે વખતે પણ રાજેમતીએ, શીલરક્ષા સંબંધમાં પોતાનું સાહસ ન છોડયું. પહેલાં તો તેણે એ આસનનો ઉપયોગ કર્યો હતો કે જે પુરુષથી રક્ષા કરવામાં સમર્થ હતું, પરંતુ તેની આગળ તેણે, અગંધન જાતિના સર્પનું ઉદાહરણ પેશ કરીને, એ પણ સ્પષ્ટ કહી દીધું કે, હું અગંધન સાપની જેમ મરી જવાનું શ્રેષ્ઠ માનું છું, પરન્તુ વમી દીધેલાં અથવા ત્યાગેલાં વિષયભોગો ફરીથી સ્વીકારીશ નહિં.

રાજેમતીનું ચરિત્ર, પતિપ્રેમ, ધૈર્ય, દઢતા, ત્યાગ, બ્રહ્મચર્ય અને તપના અપ્રતિમ આદર્શ રૂપ છે. ભ૦ અરિષ્ટનેમિ અને સતી

રાજેમતીનું ચરિત્ર, જેવા આદર્શથી ભરેલું છે તેવા આદર્શથી ભરેલું બીજું ચરિત્ર જગતમાં મળવું અતિ મુશ્કેલ છે. તેઓ બંનેનું પ્રત્યેક કાર્ય આદર્શ હતું. તેમનાં નવ ભવની તે પ્રીતિ, જે આગળ જતાં અક્ષય બની ગઈ, તે બીજા કોઇ ચરિત્રમાં મળી શકતી નથી.

ભગવાન અરિષ્ટનેમિનું ચરિત્ર, ઉપદેશકો માટે પણ બહુ જ શિક્ષાપ્રદ છે. ઘણા લોકો ખાલી ઉપદેશ આપવા માટે ઉભા થાય છે, તે ઉપદેશની પાછળ ક્રિયાત્મક આદર્શ નથી રાખતા; અને ઉપદેશને કેવળ શ્રોતાઓને માટે જ આચરણીય માને છે, પોતાને માટે નહિં. એવા લોકોને, ભ૦ અરિષ્ટનેમિએ પોતાના ચરિત્રથી સ્પષ્ટ બતાવી દીધું કે, ઉપદેશ સફળ બનાવવા માટે, ઉપદેશકે, જનતા સન્મુખ ઉપદેશથી પણ ઉચ્ચ આદર્શ રાખવો જોઈએ, અને ઉપદેશકે તો ત્યારે જ ઉપદેશ આપવો જોઈએ કે જ્યારે તે પોતે ઉપદેશની અથવા તો તેનાથી ઉંચી બાબતોનું આચરણ કરતા હોય. ઉપદેશની સાથે જ્યાં સુધી ત્યાગનું બળ નહિ હોય ત્યાં સુધી ઉપદેશનો પ્રભાવ નથી પડી શકતો.

સતી રાજેમતી અને ભ૦ અરિષ્ટનેમિનું ચરિત્ર, પોતાનાં જીવનમાં ઉતારનાર સ્ત્રી-પુરુષ, સાંસારિક જીવન પણ સુખ પૂર્વક વ્યતીત કરશે અને પરલોકમાં પણ સુખ પ્રાપ્ત કરશે. બલ્કે, કોઈક વખતે જન્મ-મરણના ફેરાથી છૂટી, સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઇને, અક્ષયસુખ પામશે.

